॥ શ્રી ॥

# પ્રશ્ન ફળ દર્શિકા.




કર્તા

અંબાલાલ મનસુખરામ પંડ્યા.

જંબુસર.



પ્રકાશક

કૃષ્ણલાલ નરભેરામ દેસાઇ. એલીસબ્રીજ–અમદાવાદ.

ધી બાબુ પ્રીન્ટીંગ પ્રેસમાં શા. ચુનીલાલ કાળીદાસે છાપી.

ઠે. બાલાહનુમાન પાસે, રીચારોડ—અમદાવાદ.

પ્રથમાવૃત્તિ. પ્રત ૧૦૦૦.

સંવત ૧૯૮૪. સને ૧૯૨૭.

કિમ્મત રૂ. ૩–૦–૦

वेदचक्षुः किलेदं स्मृतं ज्योतिषं
मुख्यताचाङ्गमध्येऽ[illegible] तेनोच्यते ॥
संयुतोऽपीतरैः कर्णनासादिभि
[illegible] नेहांनोनकिं[illegible]त्कर: ॥ १ ॥

तस्माद्विजैर [illegible]त् पुण्यं रहस्यं परमंचतत्व[illegible] ॥
योज्यौतिषंवेतिनरः ससम्यग् धर्मार्थकामान् लभतेयशश्च ॥ २ ॥

नवेत्ति यो यस्य गुणप्रकर्षं ।
सतं सदा निंदतिनात्रचित्रम् ॥
विहाय मुक्तां निज[illegible]षणाय ।
बिभर्ति गुञ्जां विपिने किराती ॥ ३ ॥

---

# પ્રસ્તાવના.

સૃષ્ટિની ઉત્પત્તિ, સ્થીતિ, અને લય જેની ઇચ્છા માત્રને આધીન છે એવા શ્રી પરબ્રહ્મ નારાયણ રૂપ વેદના ૭ અંગમાંનું જ્યોતિષ શાસ્ત્ર એક અંગ છે. અને તેને નેત્રની ઉપમા આપવામાં આવી છે તે યોગ્યજ છે. મનુષ્ય દેહના સઘળા અવયવોમાં જેમ નેત્ર મુખ્ય છે તેમ નેત્ર રૂપ જ્યોતિષ શાસ્ત્ર વેદના છ અંગમાંનું મુખ્ય અંગ ગણાય છે.

જ્યોતિષ એટલે પ્રકાશ જેમ અંધકારમાં રહેલી વસ્તુ દિપકના પ્રકાશથી જોઇ શકાય છે તેમ જ્યોતિષ શાસ્ત્ર રૂપ પ્રકાશની મદદથી ભૂત, વર્તમાન, અને ભવિષ્ય જાણી શકાય છે અને તેથીજ એને જ્યોતિષ શાસ્ત્ર કહેવામાં આવ્યું છે. જ્યોતિષ શાસ્ત્રને સર્વાંશે તેમ કાંઇક અંશે સાચું ન માનનારા પણ કેટલાક માનવી હશે તેમની શંકાઓના સમાધાન માટે જ્યોતિષ શાસ્ત્રની સત્યતાનાં ઘણાં પ્રમાણ છે તે બધાં અત્રે જણાવવા અવકાશ નથી તોપણ આ નીચે ટુંકમાં આપેલાં થોડાંક પ્રમાણોથી પણ જ્યોતિષ શાસ્ત્રની સત્યતા સમજાયા શિવાય રહેશે નહિ.

(૧) પ્રત્યક્ષ પ્રમાણ મળ્યા પછી અનુમાનાદિક પ્રમાણની જરૂર રહેતી નથી. જ્યોતિષ શાસ્ત્રની સત્યતાનાં સૂર્ય અને ચંદ્ર પ્રત્યક્ષ પ્રમાણ છે.

(૨) સૂર્યના ઉદયથી જગતને પ્રકાશ અને ઉષ્ણુતા મળે છે, કમળ અને સૂર્યમુખી ફુલ વિકાસે છે તેમજ અસ્તથી અંધકાર, ઉષ્ણુતાની ન્યુનતા અને કમળ તેમજ સૂર્યમુખી ફુલનું સંકોચ પામવું થાય છે, વળી સૂર્યના પ્રતાપેજ ઉષ્ણ કટીબંધમાં વસ્તાં મનુષ્યો સ્યામ, શીત કટીબંધમાંના ગૌર અને સમસીતોષ્ણ કટીબંધમાંના મધ્યમ વર્ણનાં હોય છે. સૂર્ય આત્મા છે અને ગ્રહોના સમાગમ અને દૃષ્ટિથી તેનું બળ હંમેશાં

ન્યુનાધિક થયાજ કરે છે તેથી સૂર્યની બળવાન સ્થીતિ વખતે ગર્ભ સ્થીતિ પામેલાં પ્રાણી વધુ આત્મબળવાળાં અને નિર્બળ સ્થીતિ વખતે ગર્ભમાં સ્થીત થયેલાં ઓછાં આત્મબળવાળાં હોય છે.

(૩) ચંદ્રના ઉદયથી કુમુદ ખીલે છે અને અસ્તથી તે બીડાઇ જાય છે ભરતી અને ઓટનો આધાર ચંદ્રની ગતિ ઉપર છે એ વાત સર્વ માન્ય છે. ચંદ્રના ઉદયથી ભરતી અને અસ્તથી ઓટ થાય છે. વળી જેમ ચંદ્ર બીંબ મોટું તેમ ભરતી વધારે થાય છે પૂર્ણિમા અને તે શિવાયના દિવસોએ ભરતી જોવાથી આ હકીકત સારી રીતે સમજાશે.

ચંદ્ર બીંબની વધઘટના પ્રમાણમાં ભરતી વધતી ઘટતી રહે છે તેજ પ્રમાણે ગાંડા યા ચિત્તભ્રમવાળા માણસોની ઘેલછામાં પણ વધઘટ થાય છે. પૂર્ણિમાને દિવસે એવા મનુષ્યોની ઘેલછામાં વધારો જોવામાં આવે છે. અને અમાસને દિવસે તેઓ કાંઇક શાન્ત અને ઓછી ઘેલછાવાળા લાગે છે. કેટલાક રોગ પણ શુક્લપક્ષમાં જોરપર આવે છે અને કૃષ્ણપક્ષમાં નરમ પડે છે. વળી માંદા માણસોને માટે માસના છેલ્લા ત્રણ દીવસો ભારે ગણાય છે. આ સૌ ચંદ્રના પ્રભાવનાંજ પરિણામ છે. સૂર્યની અસર આત્માપર થાય છે તેવીજ રીતે ચંદ્રની પણ મનપર અસર થાય છે.

(૪) ઉપરના પ્રમાણોથી સાબીત થાય છે કે:—પૃથ્વિપર વસતાં પ્રાણી, અને પદાર્થો સાથે સૂર્ય ચંદ્રનો સંબંધ છે અને તેથી એ ગ્રહો તેમનીપર અસર કરી શકે છે. આ પરથી સૂર્ય ચંદ્ર સીવાયના બીજા ગ્રહોનો સંબંધ અને અસર ન માનવાનું કંઇ કારણ નથી. સૂર્યની ગરમી તેમજ સૂર્ય અને પૃથ્વી વચ્ચેનું અંતર હંમેશાં એકસરખું હોઇ તેમાં ન્યુનાધિક ન થવા છતાં પણ એક વર્ષના અમુક દીવસે જે તાપ, ટાઢ, વર્ષાદિ, અને વાતાવરણ હોય છે તે બીજા કોઇ વર્ષના તેજ દીવસે હોતાં નથી તેનું કારણ ફક્ત સૂર્ય નહિ પણ બીજા ગ્રહોનો સંબંધ અને અસર છે એ સ્પષ્ટ સમજાય એમ છે.

(૫) ખગોળમાં દરેક ગ્રહોની કક્ષા અને વિધી જુદી જુદી હોય છે તેમાં તેઓ નિરંતર ફર્યા કરતા હોવાથી એક વખતે બધા ગ્રહોનો જે યોગ થયો હોય છે તે ફરીથી આખા કલ્પ કે યુગમાં થતો નથી અને તેથીજ તમામ મનુષ્યોના રૂપ, રંગ, ગુણ, બળ, બુદ્ધિ, સ્થીતિ વિગેરેમાં ભિન્નતા જોવામાં આવે છે.

જ્યોતિષ શાસ્ત્રના આધારે કહેવામાં આવે છે તે ફળાધિશ કેટલીક વખત કેમ મળતા નથી? એવો એક સવાલ ઉભો થાય છે અને તે વાસ્તવિક છે. (૧) જ્યોતિષ શાસ્ત્રના સંપૂર્ણ જ્ઞાનનો અભાવ (૨) જન્મ કે પ્રશ્નના સમય (ટાઇમ) માં તફાવત (૩) ગણિતની ભુલ (૪) અનુભવ અને તર્કશક્તિમાં ઉણપ અને (૫) દેશ, કાળ, અને સ્થીતિને અનુસરી ફળ કહેવામાં, રાખવામાં આવતું દુર્લક્ષ એ પૈકી કોઇપણ કારણને લીધે ફળાધિશ કવચિત મળતાં નથી પરંતુ તેથી જ્યોતિષ શાસ્ત્રની સત્યતામાં કોઇપણ રીતે ઓછાપણું થતું નથી.

સચોટ ફળાધિશ જાણવામાં અંતરાય રૂપ ઉપર જણાવેલાં પાંચ કારણો દુર કરવાં અશક્ય નથી. પણ અભ્યાસ, ચોકસાઇ અનુભવ, તર્કશક્તિ અને તીવ્રબુદ્ધિની જરૂર તો છેજ.

કેટલાક તર્કવાળા માણસો ફક્ત પ્રારબ્ધને તો કેટલાક ફક્ત પુરૂષાર્થને માનનારા હોઇ, જ્યોતિષ શાસ્ત્ર જાણવાની અગત્યતા સ્વીકારતા નથી. આ બન્ને માન્યતા ભૂલ ભરેલી છે. પ્રારબ્ધ અને પુરૂષાર્થ એ બેમાંથી એકના અભાવે બીજાનું અસ્તિત્વ સંભવતું નથી. બીજમાંથી વૃક્ષ, વૃક્ષમાંથી બીજ, અને વળી ફરી બીજમાંથી વૃક્ષ ઉત્પન્ન થાય છે તેવીજ રીતે પુરૂષાર્થથી પ્રારબ્ધ અને પ્રારબ્ધથી પુરૂષાર્થ થયાજ કરે છે. વળી બધા પુરૂષાર્થ પ્રારબ્ધને વશ હોતા નથી પ્રારબ્ધના ત્રણ પ્રકાર છે. (૧) દ્દઢ, (૨) અદ્દઢ અને (૩) દ્દઢાદ્દઢ જેમ અસાધ્ય વ્યાધિ કોઇપણ ઉત્તમોત્તમ ઔષધોપચારથી પણ દૂર કરી શકાતો નથી તેમ દ્દઢ પ્રારબ્ધ કોઇ પણ ઉપાયે ફેરવી શકાતું નથી જેથી તેને અનુસરતાં સુખ દુઃખાદિ ભોગવવાંજ પડે છે પણ પ્રયત્નથી અદ્દઢ પ્રારબ્ધ સંપૂર્ણ અને દ્દઢાદ્દઢ પ્રારબ્ધ કેટલેક અંશે ફેરવી શકાય છે જ્યોતિષ શાસ્ત્ર પ્રારબ્ધ જાણવામાં મદદ રૂપ છે, અને તેથી તે જાણવું આવશ્યક છે.

આટલું છતાં ભાવિમાં હશે તે થશે એમ માનનારાઓ માટે અત્રે વધુ વિવેચન કરવા અવકાશ નથી, વાસ્તવિક રીતે જોતાં મનુષ્ય માત્રને સ્વભાવિક રીતેજ પોતાના ભાગ્યમાં શું છે અને અમુક બાબતનું શું પરિણામ આવશે તે જાણવાની જીજ્ઞાસા હોય છે.

જ્યોતિષ શાસ્ત્રના મુખ્ય ત્રણ વિભાગ છે ગણિત, ફળ અને સંહિતા, ગણિત વિભાગમાં ગ્રહાદિનું ભ્રમણ ઉદય, અસ્ત, ગતિ વિગેરે, ફળ વિભાગમાં ગ્રહાદિકની પૃથ્વી ઉપરના પ્રાણી અને પદાર્થો પર થતી અસર: અને સંહિતામાં જ્યોતિષ શાસ્ત્રની કેટલીક ઉપયોગી શાખાઓનો સમાવેશ કરેલો છે.

ગુજરાતી ભાષામાં ગણિત અને વિશેષે કરીને ફળાધિશના અનેક ગ્રન્થો લખાયા છે તોપણ ફળ જ્યોતિષના એક અગત્યના વિભાગ રૂપ પ્રાશ્નિક જ્યોતિષના વિસ્તારને હજુ ઘણો અવકાશ છે એટલુંજ નહિં પરંતુ પ્રાશ્નિક જ્યોતિષના પ્રમાણ ગ્રંથોની અનિવાર્ય જરૂર છે તે ધ્યાનમાં લઇ જુદી જુદી ભાષાના અનેક ગ્રંથોના સાર રૂપ આ પુસ્તક લખવામાં આવ્યું છે. સદહું પુસ્તક વિદ્વાન અને અનુભવી જ્યોતિષીઓને બતાવતાં તેઓએ ઉપયોગીતા જોઇ અભિપ્રાય આપવાથી પ્રસિદ્ધ કરવું યોગ્ય ધાર્યું છે.

આ પુસ્તકની ફેર કોપી મારા ખંતીલા મીત્ર આમોદના સબ પોસ્ટ માસ્તર સૂર્યકાન્ત વનમાળીદાસ મોદીએ કરી આપી છે તે બદલ તેઓનો તેમજ જે જે વિદ્વાન ગ્રહસ્થોએ પોતાના કીંમતી વખતનો ભોગ આપી આ પુસ્તક તપાસી પોતાના અભિપ્રાય દર્શાવ્યા છે તેઓ સર્વનો સહૃદય આભાર માનું છું. જ્યોતિષી અને જ્યોતિષ શાસ્ત્રના શોખીનોને તેમજ શરૂઆતના અભ્યાસીઓને પણ ઉપયોગી થઇ પડે એવી આ પુસ્તકની રચના કરવા બનતો પ્રયાસ કર્યો છે છતાં કાંઇક ખામી રહી ગઇ હોય તો તે જણાવનારનો આભાર માની ભવિષ્યની આવૃતિમાં જરૂરી સુધારો વધારો કરવામાં આવશે.

આમોદ.
તા. ૧૦–૧૧–૨૭.

અંબાલાલ મનસુખરામ પંડ્યા.

# શુદ્ધિપત્ર.

| પૃષ્ટ. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૩ | ૫ | ધારા. | ધરા. |
| ૯ | ૭ | સાથી. | સૌથી. |
| ,, | ૧૧ | જુઓ. | જુઓ (પૃષ્ટ ૫૨ આ) |
| ૧૧ | ૭ | સમન સ્થાન. | શયન સ્થાન. |
| ૧૫ | ૩ | ૧૮ | ૧૯ |
| ,, | ૨૧ | પ્રહોના. | ગ્રહોનાં. |
| ૩૩ | ૧૧ | ચતુષાય. | ચતુષ્ટય. |
| ૩૪ | ૨૨ | બંધાન. | બંધન. |
| ૩૫ | ૮ | ગુપ્ત ધાન. | ગુપ્ત ધન. |
| ૩૬ | ૭ | પ્રમાણુ. | પ્રયાણુ. |
| ૩૮ | ૨૨–૨૩–૨૪ | આખી ત્રણે પંક્તિ. | કાઢી નાખો. |
| ૩૯ | ૩ | ન ગણુતાં. | * પાશ્ચિમાત્યોદૃષ્ટ અને દશ્ય વચ્ચેનું અંતર રાશિમાં ન ગણુતાં. |
| | ૧૭ પછી. | | એ ગ્રહનો ક્રાંતિના અંશોમાં એક અંશ સુધીનું અંતર હોય તો તે બે ગ્રહો સમ ક્રાંતિમાં ગણાય છે અને તે સંયોગના જેટલુંજ ફળ આપે છે. |
| ૪૦ | ૧–૨ | આખી બન્ને પંક્તિ. | કાઢી નાખો. |
| ૪૨ | ૧૧ | નીચેનો. | નીચનો. |
| ૪૩ | ૧૯ | તે. | ને. |
| ૪૪ | ૪ | લગ્નથી. | લગ્નેશથી. |
| ૪૬ | ૨૬ | ચંદ્ર. | મંદ. |
| ૪૮ | ૧૫ | મુક્ત. | યુક્ત. |
| ,, | ૨૨ | મણુ ઉદ્યોગ. | મણુઉયોગ. |
| ૫૦ | ૨૩ | તેનું. | તેવું. |
| ૫૫ | ૯ | બળવાનનો. | બળવાન. |
| ૭૦ | ૨૫ | થાન. | સ્થાન. |
| ૭૧ | ૧૫ | વ્યતી. | વ્યક્તિ. |
| ૯૧ | ૧૯ | ચંદ્ર ગ્રહ. | મંદ ગ્રહ. |
| ૯૩ | ૩૧ | વિધાનના. | વિદ્વાનના. |
| ૯૫ | ૧૩ | અતિ. | અધિ. |
| ૯૮ | ૨૬ | છોડે તો. | છોડતો. |

# અનુક્રમણિકા.

# પ્રશ્ન ફળ દર્શિકા વિષે મળેલા અભિપ્રાયો.

શ્રી. વડોદરા, મહમદવાડી સોની પોળ નં. ૪.

**શ્રી રા. રા. અંબાલાલ મનસુખરામ પંડયા. મુ. આમોદ.**

આપ તરફથી ગ્રથિત પ્રશ્ન ફળ દર્શિકા નામનું પુસ્તક નવિન અભ્યાસી તથા વ્યવહારમાં નિપુણ થયેલા વિદ્વાન તેમ સર્વ સામાન્ય ભાવિના જીજ્ઞાસુઓને ઉપયોગી થઇ અને સરળતા ઉપજાવે તેવું છે. **યોજક સ્તત્ર દુર્લભ:** તેમ આપે આ ગ્રંથમાં પ્રશ્ન ફળ એટલે જેનાથી નષ્ટ જાતકોને પણ પોતાનું ભાવી સમજાય તવી યોજના કરી છે તેજ પરિશ્રમની સાર્થકતા છે. આનો લાભ લેનારને આ એક તીર્થ જેવું છે એજ આપને ધન્યવાદ છે અને હવે પછીથી આપ આવાજ કાર્યમાં નિપૂણતાને ઉપયોગમાં લેશો એ આશા છે. સંવત ૧૯૮૩ ના શ્રાવણ વદ ૩ સોમવાર.

મહાદેવ પ્રભાશંકર જોશી.

હો. જ્યોતિર્ભૂષણ.

---

**રા. રા. અંબાલાલ મનસુખરામ પંડયા. મુ. આમોદ.**

આપનું લખેલું "શ્રી પ્રશ્ન ફળ દર્શિકા" નામનું પુસ્તક મેં તપાસી જોયું છે. જોશીઓને વારંવાર લોકો તરફથી પૂછવામાં આવતા લગભગ તમામ પ્રશ્નોના ફળનો નિર્ણય શી રીતે કરવો તે સાધારણ માણસો પણ ઘણીજ સહેલાઇથી સમજી શકે એવી સરળતા અને યથાક્રમથી આ પુસ્તકની રચના કરવામાં આવી છે. હું (૨૦) વીસ વરસથી જ્યોતિષનો ધંધો કરૂં છું અને મેં જ્યોતિષને લગતા ઘણા ગ્રંથો જોયા છે પણ પ્રશ્નને લગતું આવું ઉત્તમ પુસ્તક તો આ પહેલુંજ છે.

આ પુસ્તક છપાવવામાં આવે તો આશા છે કે જોશીઓને તેમજ જ્યોતિષ વિદ્યાના શોખીનોને,-શીખનારાઓને તે એક ઉમદા સાધન રૂપ થઇ પડશે. અસ્તુ.

લી. ત્રવાડી દયાશંકર પ્રાણશંકર. આમોદ.

---

**રા. રા. અંબાલાલ મનસુખરામ પંડયા. મુ. આમોદ.**

"શ્રી પ્રશ્ન ફળ દર્શિકા" નામક આપના લખેલા પુસ્તક સંબંધી માહરો અભિપ્રાય જણાવતાં આનંદ થાય છે કે આપે ઘણો શ્રમ લઇ અનેક ગ્રંથોના સાર રૂપ લખેલું આ પુસ્તક પ્રસિદ્ધ કરવામાં આવે તો જ્યોતિષીઓને તેમજ જ્યોતિષના શોખીન અને શીખનારાઓને આશિર્વાદ રૂપ થઇ પડશે માટે મારી ભલામણ છે કે આપ આ પુસ્તક જરૂર પ્રસિદ્ધ કરશો. જ્યોતિષને લગતા ઘણા ગ્રંથો છે પણ પ્રશ્ન સંબંધી ગુજરાતી ભાષામાં એક સારા પુસ્તકની અદ્યાપિ ખોટ છે તે આ પુસ્તકથી પુરાશે એમ મારી ખાત્રી છે.

આપની આ શુભ પ્રવૃતિમાં સફળતા ઇચ્છું છું તે પરમાત્મા પુર્ણ કરો.

લી. ભાનુશંકર પ્રાણશંકર જોષિ. આમોદ.

# "આશિર્વાદ પત્રિકા."

## રા. રા. અંબાલાલ મનસુખરામ પંડયા.

આમોદ

શ્રી પ્રશ્ન ફળ દર્શિકા નામનું તમોએ તૈયાર કરેલું પુસ્તક તપાસી જોતાં ઘણુંજ ઉપયોગી જણાય છે.

શરૂઆતના અભ્યાસીને પણ માર્ગદર્શક થઈ પડે એવી રીતે ક્રમ અને સરળતા સાચવવામાં ઉત્કૃષ્ટ બુદ્ધિનો ઉપયોગ કરી ઘણોજ શ્રમ લીધો છે. આ પુસ્તક પ્રસિદ્ધ કરશો એવી આશા છે, અને મારી ભલામણ છે કે એ પુસ્તક જ્યોતિષીઓને તેમજ અન્યજનોને ગુર્જર ભાષામાં થવાથી ઘણુંજ ઉપયોગી થઇ પડશે માટે પ્રસિદ્ધીમાં જરૂર લાવવુંજ જોઇએ. આવા પુસ્તકનો અભાવ છે, તે ધ્યાનમાં લેતાં તમારી આ પ્રવૃતિ વિશેષ પ્રશંસનીય છે. આ પુસ્તક જ્યોતિષના ઉત્તમ ગ્રંથોમાં સ્થાન લે અને તમારી કીર્તિમાં વધારો થાય એવી મારી અંત:કરણ પૂર્વક આશિષ છે.

લી. શુભેચ્છક,
યાજ્ઞિક પ્રાણશંકર ગણપતરામ.
જંબુસર.

---

## રા. ભાઇ અંબાલાલ મનસુખરામ પંડયા.

મુ. આમોદ.

જત તમોએ લખેલું "શ્રી પ્રશ્ન ફળ દર્શિકા" નામનું પુસ્તક તમોએ મને બતાવ્યું તે જોતાં ઘણું ઉપયોગી જણાય છે. પ્રશ્નના વિષયોપર બારીકાઈથી વિવેચન કરેલું હોવાથી અને એવાં પુસ્તકો ગુજરાતી ભાષામાં ભાગ્યેજ અગર થોડાંજ હોવાથી તમોએ શ્રમ અને ખંતથી લખેલું આ પુસ્તક ખરેખર ઉપયોગી અને લોકપ્રીય થઇ પડશે એવી મને આશા છે. સાધારણ ભણેલા પણ આ પુસ્તક સહેલાઈથી સમજી શકે એવું હોવાથી તેને પ્રસિદ્ધીમાં મૂકતાં તમોએ લીધેલો શ્રમ ફળીભૂત થશે એમ ખાત્રી છે.

લી. શુભેચ્છક,
ભોગીલાલ જાદવરાય.
અવલ કારકુન-જંબુસર.

સ્નેહી ભાઈશ્રી અંબાલાલભાઇ,

તમોએ લખેલું "શ્રી પ્રશ્ન ફળ દર્શિકા" નામનું પુસ્તક તમોએ બતાવ્યું તે જોતાં સદહું પુસ્તક ઘણીજ સરળ શૈલીથી લખાયેલું છે તેમજ શરૂઆતના અભ્યાસકને રસ પડે તેવું છે. છતાં તેમાં આ શાસ્ત્રની ઘણીક નવી કુંચીઓ બતાવેલી છે જે હાલમાં પ્રગટ થયેલા પુસ્તકોમાંથી ઘણી ખરી જોવામાં આવતી નથી. આવાં પુસ્તકના અભાવે જે ખોટ હતી તે તમારા પુસ્તકે પુરી પાડી છે અને તે જરૂર જનસમાજના આદરને પાત્ર થશે તેવી આશા રાખું છું.

તા. ૧૭–૫–૧૯૨૭.

લી. ભવદીય,
**કેશવલાલ ગંગાશંકર જોશી.**
બી. એ.
અવલ કારકુન–અંકલેશ્વર.

---

## ધી એડવર્ડ ઈંગ્લીશ સ્કુલ.

**આમોદ**, તા. ૨૯–૭–૨૭ શુક્ર.

રા. રા. અંબાલાલ મનસુખરામ પંડયા,

આપનું રચેલું "શ્રી પ્રશ્ન ફળ દર્શિકા" નામનું પુસ્તક વાંચી જોયું તે સંબંધી મારો અભિપ્રાય દર્શાવતાં અત્યંત આનંદ થાય છે કે સદહું પુસ્તક આપના જ્યોતિર્વિદ્યાના ઉંડા અભ્યાસ તેમજ તે વિષયક આપના લાંબા અનુભવનું એક ઉત્તમ ફળ છે અને તે રચવામાં આપે ભાષાની સરળતા તથા સૂગમતા એવી ઉત્તમ રીતે જાળવી છે કે સામાન્ય જ્ઞાનવાળા અભ્યાસીને તેના અભ્યાસથી ટુંક સમયમાં 'પ્રશ્ન નિર્ણય' બાબતનું ઘણું સારૂં જ્ઞાન પ્રાપ્ત થાય. આવાં ઉત્તમ પુસ્તકો ગુજરાતી ભાષામાં બહુજ થોડાં હોવાથી તે ઘણુંજ ઉપયોગી અને લોકપ્રિય થઇ પડશે એમ ધારૂં છું. આપને આ કાર્યમાં સંપૂર્ણ ફતેહ મળે એવી આશા રાખું છું.

લી. શુભેચ્છક,
**કુસુમરાય માનશંકર આચાર્ય.**
બી. એ.
હેડ માસ્તર એડવર્ડ ઈંગ્લીશ સ્કુલ–આમોદ.

---

॥ ॐ શ્રી ગણેશાય નમઃ ॥

॥ શ્રી ॥

# પ્રશ્ન ફળ દર્શિકા.

## પ્રકરણ ૧ લું.

### રાશિ બાબત.

#### રાશિ અને તેનાં નામ.

પૃથ્વિની આસપાસ દેખાતા આકાશને ભચક્ર કે રાશિચક્ર કહેવામાં આવે છે. એ ભચક્રના બાર સરખા ભાગ તે રાશિ કહેવાય છે. તેનાં નામ નીચે પ્રમાણે:- (૧) મેષ, (૨) વૃષભ, (૩) મિથુન, (૪) કર્ક, (૫) સિંહ, (૬) કન્યા, (૭) તુલા, (૮) વૃશ્ચિક, (૯) ધન, (૧૦) મકર, (૧૧) કુંભ અને (૧૨) મીન.

#### રાશિના સ્વામી.

જે ગ્રહે જે રાશિમાં પોતાનું ઘર કર્યું તે ગ્રહ તે રાશિનો સ્વામી કહેવાયો. રાશિઓના સ્વામી નીચે પ્રમાણે:—

| રાશિ | સ્વામીગ્રહ | રાશિ | સ્વામીગ્રહ |
|---|---|---|---|
| (૧) મેષ | મંગળ | (૭) તુલા | શુક્ર |
| (૨) વૃષભ | શુક્ર | (૮) વૃશ્ચિક | મંગળ |
| (૩) મિથુન | બુધ | (૯) ધન | ગુરૂ |
| (૪) કર્ક | ચંદ્ર | (૧૦) મકર | શનિ |
| (૫) સિંહ | સૂર્ય | (૧૧) કુંભ | શનિ |
| (૬) કન્યા | બુધ | (૧૨) મીન | ગુરૂ |

### વિષમ, ક્રૂર અથવા પાપ અને પુરૂષ રાશિ.

મેષ, મિથુન, સિંહ, તુલા, ધન અને કુંભ એ રાશિઓ એકી અથવા વિષમ, ક્રૂર અથવા પાપ અને પુરૂષ રાશિ કહેવાય છે.

### સમ, શુભ અથવા સૌમ્ય અને સ્ત્રી રાશિ.

વૃષભ, કર્ક, કન્યા, વૃશ્ચિક, મકર, અને મીન એ રાશિઓ બેકી અથવા સમ, શુભ અથવા સૌમ્ય અને સ્ત્રી રાશિ કહેવાય છે.

## પૃષ્ટોદય રાશિ.

મેષ, વૃષભ, કર્ક, ધન અને મકર એ રાશિઓ આકાશમાં પોતાના પાછલા ભાગથી ઉદય પામનારી હોવાથી પૃષ્ટોદય રાશિઓ કહેવાય છે.

## શિર્ષોદય રાશિ.

મિથુન, સિંહ, કન્યા, તુલા, વૃશ્ચિક, અને કુંભ એ રાશિઓ આકાશમાં પોતાના માથાના ભાગથી ઉદય પામનારી હોવાથી શિર્ષોદય રાશિઓ કહેવાય છે.

## ઉભયોદય રાશિ.

મીનરાશિ બન્ને બાજુએથી ઉદય પામનારી હોવાથી ઉભયોદય રાશિ કહેવાય છે.

## રાશિઓનાં રહેવાનાં સ્થાન.

રાશિ. રાશિઓનાં રહેવાનાં સ્થાન.

(૧) મેષ—પૃથ્વીની સપાટી, ખનિજ પદાર્થોવાળી જગા.

(૨) વૃષભ—ઉંચા પહાડ અને ખેતીની જમીન.

(૩) મિથુન—જુગારખાનાં, સ્ત્રી પુરૂષનાં એકાંત વિલાસ સ્થાન, બગીચા જેવાં રમણિય સ્થાન અને મોજશોખનાં ઠેકાણાં.

(૪) કર્ક—વાવ, તળાવ, તથા તેના કિનારા.

(૫) સિંહ—પર્વત, ગુફા અને ધીચ જંગલ.

(૬) કન્યા—લીલાં ઘાસ અને વનસ્પતિવાળી જગા, તથા સ્ત્રીઓનાં રમતગમતનાં સ્થાન અને શિલ્પ પ્રદેશ.

(૭) તુલા—શહેર અને બજારોની દુકાનો.

(૮) વૃશ્ચિક—પત્થર અને ગુફાઓ.
(૯) ધન—હયશાળા, રથ, લડાઈની છાવણી.
(૧૦) મકર—નદી, જળાશય અને વનપ્રદેશ.
(૧૧) કુંભ—પાણીની જગા, પાણીના પાત્રો અને પાણી ભરી રાખવાની જગા.
(૧૨) મીન—નદી, દરીયો, પાણીના થારા.

## બળવાન રાશિ.

જે રાશિ પોતાના સ્વામી, બુધ યા ગુરૂથી યુક્ત કે દ્રષ્ટ હોય અને બીજા ગ્રહોથી યુક્ત કે દ્રષ્ટ ન હોય તે રાશિ બળવાન જાણવી.

મેષ, વૃષભ, મિથુન, કર્ક, ધન અને મકર એ રાશિઓ રાત્રે બળવાન છે.

સિંહ, કન્યા, તુલા, વૃશ્ચિક, કુંભ અને મીન એ રાશિઓ દીવસે બળવાન છે.

દરેક રાશિ પોતાની દિશામાં બળવાન છે.

પુરૂષ રાશિ લગ્નમાં, ચતુષ્પદ રાશિ દશમા સ્થાનમાં, જળચર રાશિ ચોથા સ્થાનમાં, અને કીટ રાશિ સાતમા સ્થાને બળવાન જાણવી.

રાશિ કોષ્ટકમાં ( જુઓ પૃષ્ટ ૪ ) દરેક રાશિ સામે તેનો સ્વામી, વિષમ-સમ, વગેરે સંજ્ઞા, ઉદય રંગ વગેરે જણાવવામાં આવ્યાં છે.

## રાશિના સ્વામી, તત્વ અને રંગ બાબત પાશ્ચિમાત્ય મત.

રાશિના સ્વામીઃ—મેષથી મકર રાશિના સ્વામી સંબંધી પાશ્ચિમાત્યો જુદો મત ધરાવતા નથી પણ શની ઉપરાંત હર્શલ ને કુંભ રાશિનો સ્વામી અને ગુરૂ ઉપરાંત નેપચ્યુનને મીન રાશિનો સ્વામી ગણે છે.

રાશિના તત્વઃ—મેષથી મીન સુધીના દરેક રાશિનાં તત્વ અનુક્રમે નીચે પ્રમાણેઃ—(૧) અગ્ની, (૨) પૃથ્વી, (૩) વાયુ, (૪) જળ, (૫) અગ્ની, (૬) પૃથ્વી, (૭) વાયુ, (૮) જળ, (૯) અગ્ની, (૧૦) પૃથ્વી, (૧૧) વાયુ અને (૧૨) જળ.

રાશિના રંગઃ—મેષથી મીન સુધીના દરેક રાશિના રંગ નીચે પ્રમાણેઃ— (૧) શ્વેત, સ્હેજ રતાશયુક્ત, (૨) શ્વેત સ્હેજ પીળાસયુક્ત, (૩) શ્વેત સ્હેજ લાલ મીશ્રીત, (૪) લીલો, (૫) રાતો અથવા લીલો, (૬) કાળો સ્હેજ વાદળીયુક્ત, (૭) કાળો અને ઘેરો લાલ, (૮) બ્રાઉન, (૯) પીળો, (૧૦) કાળો ઝાંખો ભુરો, (૧૧) આસમાની, (૧૨) શ્વેત.

**રાશિ.**

| રાશિ. | સ્વામી× | વિષમ–સમ. | ક્રૂર–સૌમ્ય. | પુરૂષ–સ્ત્રી. | ઉદય. | તત્વ× |
|---|---|---|---|---|---|---|
| મેષ | મંગળ | વિષમ | ક્રૂર | પુરૂષ | પૃષ્ટોદય | પૃથ્વી |
| વૃષભ | શુક્ર | સમ | સૌમ્ય | સ્ત્રી | પૃષ્ટોદય | અપ |
| મિથુન | બુધ | વિષમ | ક્રૂર | પુરૂષ | શિર્ષોદય | તેજ |
| કર્ક | ચંદ્ર | સમ | સૌમ્ય | સ્ત્રી | પૃષ્ટોદય | વાયુ |
| સિંહ | સૂર્ય | વિષમ | ક્રૂર | પુરૂષ | શિર્ષોદય | આકાશ |
| કન્યા | બુધ | સમ | સૌમ્ય | સ્ત્રી | શિર્ષોદય | પૃથ્વી |
| તુલા | શુક્ર | વિષમ | ક્રૂર | પુરૂષ | શિર્ષોદય | અપ |
| વૃશ્ચિક | મંગળ | સમ | સૌમ્ય | સ્ત્રી | શિર્ષોદય | તેજ |
| ધન | ગુરૂ | વિષમ | ક્રૂર | પુરૂષ | પૃષ્ટોદય | વાયુ |
| મકર | શની | સમ | સૌમ્ય | સ્ત્રી | પૃષ્ટોદય | આકાશ |
| કુંભ | શની | વિષમ | ક્રૂર | પુરૂષ | શિર્ષોદય | પૃથ્વી |
| મીન | ગુરૂ | સમ | સૌમ્ય | સ્ત્રી | ઉભયોદય | અપ |

× રાશિના સ્વામી, તત્વ, અને રંગ બાબતના પાશ્ચિમાત્ય મત માટે જુઓ પૃષ્ટ ૩.

**કોષ્ટક.**

| જાતિ. | રંગ× | હ્રસ્વાદિ સંજ્ઞા. | ધાત્વાદિ સંજ્ઞા | ચરાદિ સંજ્ઞા. | ચતુષ્પદાદિ સંજ્ઞા. |
|---|---|---|---|---|---|
| ક્ષત્રિય | રાતો | હ્રસ્વ | ધાતુ | ચર | ચતુષ્પદ |
| વૈશ્ય | ધોળો | હ્રસ્વ | મૂળ | સ્થિર | ચતુષ્પદ |
| શૂદ્ર | પોપટીઓ | સમ | જીવ | દ્વિ સ્વભાવ | મનુષ્ય |
| બ્રાહ્મણ | બદામી | સમ | ધાતુ | ચર | કીટ |
| ક્ષત્રિય | ધુમાડા જેવો | દીર્ઘ | મૂળ | સ્થિર | ચતુષ્પદ |
| વૈશ્ય | વિચિત્ર | દીર્ઘ | જીવ | દ્વિ સ્વભાવ | મનુષ્ય |
| શૂદ્ર | કાળો | દીર્ઘ | ધાતુ | ચર | મનુષ્ય |
| બ્રાહ્મણ | પીળો | દીર્ઘ | મૂળ | સ્થિર | કીટ |
| ક્ષત્રિય | પીળો | સમ | જીવ | દ્વિ સ્વભાવ | ૦ થી ૧૫ અંશ સુધી મનુષ્ય<br>૧૬ થી ૩૦ અંશ સુધી ચતુષ્પદ |
| વૈશ્ય | કાબરો | સમ | ધાતુ | ચર | ૦ થી ૧૫ અંશ સુધી ચતુષ્પદ<br>૧૬ થી ૩૦ અંશ સુધી જળચર |
| શૂદ્ર | નોળીયા જેવો | હ્રસ્વ | મૂળ | સ્થિર | મનુષ્ય |
| બ્રાહ્મણ | મેલો | હ્રસ્વ | જીવ | દ્વિ સ્વભાવ | જળચર |

# પ્રકરણ ૨ જું.

## ગ્રહ બાબત.

ગ્રહ નવ છે અને તેનાં નામ નીચે પ્રમાણે છે[૧].

(૧) સૂર્ય, (૨) ચંદ્ર, (૩) મંગળ, (૪) બુધ, (૫) ગુરૂ, (૬) શુક્ર, (૭) શની, (૮) રાહુ[૨] અને (૯) કેતુ[૨].

## શુભ અને પાપ ગ્રહો[૩].

શુભ ગ્રહ—ગુરૂ અને શુક્ર છે.
પાપ ગ્રહ—મંગળ, શની, રાહુ અને કેતુ છે.
ક્રૂર ગ્રહ—સૂર્ય છે.

બુધ એકલો અથવા શુભ ગ્રહ સાથે હોય તો તે શુભ ગ્રહ જાણવો. પણ જો પાપ ગ્રહની સાથે યા પાપ અને શુભ ગ્રહ બન્નેની સાથે હોય તો પાપ ગ્રહ જાણવો.

[૪]ચંદ્ર—ક્ષીણ ચંદ્ર પાપ ગ્રહ અને પૂર્ણચંદ્ર શુભ ગ્રહ જાણવો.

## પુરૂષ, સ્ત્રી અને નપુંસક ગ્રહો[૫].

પુરૂષ ગ્રહો—સૂર્ય, મંગળ અને ગુરૂ છે.
સ્ત્રી ગ્રહો—ચંદ્ર અને શુક્ર છે.
નપુંસક ગ્રહો—બુધ અને શની[૫] છે.

---

૧ આધુનીક શોધખોળને પરિણામે હર્શલ અને નેપચ્યુન એ બે ગ્રહો માલમ પડયા છે જેમને પાશ્ચિમાત્યોએ બીજા ગ્રહોની માફક ગણત્રીમાં લીધા છે; આ ઉપરાંત ફોરચ્યુન નામના એક કલ્પીત ગ્રહને પાશ્ચિમાત્યો ધન સુખ જોવામાં મૂખ્ય ગણે છે.

૨ રાહુ અને કેતુ ગ્રહ નથી પણ તે પૃથ્વીની ઉત્તર અને દક્ષિણ છાયા છે છતાં તેમની ગ્રહમાં ગણત્રી કરવામાં આવી છે.

૩ પાશ્ચિમાત્ય મત પ્રમાણે સૂર્ય, ચંદ્ર, ગુરૂ અને શુક્ર શુભ ગ્રહ, મંગળ, શનિ, રાહુ, કેતુ અને હર્શલ પાપ ગ્રહ; બુધ ને નેપચ્યુન મીશ્ર ગ્રહ ગણાય છે.

૪ વદી આઠમથી આરંભી શુદી પડવાના અંત સુધી ક્ષીણ ચંદ્ર અને શુદી બીજના આરંભથી વદી સાતમના અંત સુધી પૂર્ણ ચંદ્ર જાણવો.

૫ પાશ્ચિમાત્યો શનીને પુરૂષ ગ્રહ ગણે છે તેમજ હર્શલ ને પુરૂષ ગ્રહ અને નેપચ્યુનને સ્ત્રી ગ્રહ ગણે છે.

## મૈત્રી કોષ્ટક.

| ગ્રહ | સૂર્ય | ચંદ્ર | મંગળ | બુધ | ગુરૂ | શુક્ર | શની | રાહુ | કેતુ |
|---|---|---|---|---|---|---|---|---|---|
| મિત્ર | ચં. મં. ગુ. | સૂ. બુ. | સૂ. ગુ. ચં. | સૂ. રા. શુ. | સૂ. ચં. મં. | બુ. શ. રા. | બુ. રા. શુ. | બુ. શુ. શ. | બુ. |
| સમ | બુ. | મં. ગુ. શુ. શ. | શુ. શ. | મં. ગુ. શ. | શ. રા. | મં. ગુ. | ગુ. | ગુ. | ૦ |
| શત્રુ | શ. શુ. રા. | રા. | રા. બુ. | ચં. | બુ. શુ. | સૂ. ચં. | સૂ. ચં. મં. | સૂ. ચં. મં. | ૦ |

ઉપરના કોષ્ટકમાં જણાવવામાં આવેલી મૈત્રી વગેરે નૈસર્ગિક (સ્વભાવિક) કહેવાય છે; તેમજ એક બીજાથી ૨–૩–૪–૧૦–૧૧ અને ૧૨ મા સ્થાને રહેલા ગ્રહ તત્કાળ મિત્ર અને ૧–૫–૬–૭–૮ અને ૯ મા સ્થાનમાં રહેલા ગ્રહ તત્કાળ શત્રુ કહેવાય છે.

તાત્કાળિક મિત્ર ગ્રહ નૈસર્ગિક મિત્ર હોય તો અધિ મિત્ર, સમ હોય તો મિત્ર, અને શત્રુ હોય તો સમ થઈ જાય છે; તેવીજ રીતે તાત્કાળિક શત્રુ ગ્રહ નૈસર્ગિક મિત્ર હોય તો સમ, સમ હોય તો શત્રુ અને શત્રુ હોય તો અધિ શત્રુ કહેવાય છે.

## ગ્રહોની મધ્યમ ગતિ.

દરેક ગ્રહ દરરોજ જેટલું ચાલે છે તેટલી તેમની ગતિ કહેવાય છે. દરેક ગ્રહની મધ્યમ ગતિ નીચે મુજબ છે.

| ગ્રહ | સૂ. | ચં. | મં. | બુ. | ગુ. | શુ. | શ. | રા. | કે. |
|---|---|---|---|---|---|---|---|---|---|
| કળા | ૫૯ | ૭૯૦ | ૩૧ | ૫૯ | ૫ | ૫૯ | ૨ | ૩ | ૩ |
| વિકળા | ૮ | ૩૫ | ૨૬ | ૮ | ૦ | ૮ | ૧૦ | ૧૧ | ૧૧ |

## શીઘ્ર અને મંદ ગતિના ગ્રહ.

જે ગ્રહ પોતાની મધ્યમ ગતિ કરતાં વધારે ગતિવાળો થાય છે તે શીઘ્ર ગતિનો કહેવાય છે, તેમજ પોતાની મધ્યમ ગતિ કરતાં ઓછી ગતિવાળા ગ્રહ મંદ ગતિના કહેવાય છે.

## હંમેશની શીઘ્ર ગતિના ગ્રહો.

હંમેશની મધ્યમ ગતિમાં જે ગ્રહની વધારે ગતિ છે તે ગ્રહ હંમેશની શીઘ્ર ગતિનો ગણાય છે. તેનાથી ઓછી ગતિનો ગ્રહ તેથી ઓછો શીઘ્ર ગણાય છે. ઉત્તરોત્તર ઓછી શીઘ્ર ગતિવાળા ગ્રહ નીચે પ્રમાણે છે.

(૧) ચંદ્ર, (૨) સૂર્ય, બુધ અને શુક્ર, (૩) મંગળ, (૪) ગુરૂ, (૫) રાહુ, કેતુ અને (૬) શની.

## માર્ગી અને વક્રી ગ્રહો.

જે ગ્રહ પોતાની ગતિ પ્રમાણે આગળ ચાલે છે તે માર્ગી અને પાછા હઠે છે, તે વક્રી કહેવાય છે. રાહુ અને કેતુ હમેશાં વક્રી છે, અને બાકીના ગ્રહો જ્યારે પોતાની ગતિ પ્રમાણે આગળ ન વધતાં પાછા હઠે છે ત્યારે તે વક્રી થાય છે. પણ સૂર્ય અને ચંદ્ર હંમેશાં માર્ગી છે અને કદી પણ વક્રી થતા નથી.

## અસ્તના, ઉદયના તથા દગ્ધ ગ્રહો.

સૂર્ય જે રાશિમાં હોય તે રાશિ અગર તેની આગળ પાછળની રાશિમાં સૂર્યના અંશથી નીચે જણાવેલા અંશે આગળ અગર પાછળ જે ગ્રહો રહ્યા હોય તે સૂર્યના તેજથી અસ્ત થાય છે તેથી તે અસ્ત ના કહેવાય છે.

ચંદ્ર ૧૨, મંગળ ૧૭, બુધ ૧૩, ગુરૂ ૧૧, શુક્ર ૯ અને શની ૧૫ અંશે હોય તો અસ્ત થાય છે.

જે ગ્રહ અસ્તના ન હોય તે ઉદયના સમજવા.

અસ્તનો ગ્રહ પાપ ગ્રહથી યુક્ત કે દૃષ્ટ હોય તો તે દગ્ધ ગ્રહ કહેવાય છે.

## બળવાન ગ્રહ.

(૧) ઉચ્ચ રાશિમાં ગ્રહો યા લગ્ન હોય તો સંપૂર્ણ બળવાળા જાણવા.

(૨) નવમાં કે પાંચમાં સ્થાને હોય તો ૩/૪ બળવાળા જાણવા.

(૩) *પોતાની રાશિમાં હોય તો ૧/૨ બળવાળા જાણવા.

---

* પોતાની સ્વરાશીથી સાતમી રાશિ એટલે અસ્ત રાશિમાં જે ગ્રહ હોય તે ગ્રહ પોતાની રાશિમાં જેટલે દરજ્જે બળવાન ગણાય તેટલે દરજ્જે નિર્બળ ગણાય છે.

(૪) અધિ મિત્રની રાશિમાં હોય તો ૧/૪ બળવાળા જાણવા.

(૫) સમ રાશિમાં હોય તો ૧/૮ બળવાળા જાણવા.

(૬) શત્રુની રાશિમાં હોય તો ૧/૧૬ બળવાળા જાણવા.

(૭) અધિ શત્રુની રાશિમાં હોય તો ૦ બળવાળા જાણવા.

ઉપર પ્રમાણેના ગ્રહો બળવાન જાણવા એકથી વધારે ગ્રહ સરખા બળવાળા હોય તો તેમાંનો જે ગ્રહ નૈસર્ગિક બળ વધારે પામ્યો હોય તેને સૌથી બળવાન જાણવો. સૌથી વધારે નૈસર્ગિક બળ સૂર્યનું છે તેથી ઓછું ચંદ્રનું એ પ્રમાણે શુક્ર, ગુરૂ, બુધ, મંગળ અને શનીને અનુક્રમે ઓછા બળવાળા જાણવા.

ગ્રહ કોષ્ટકમાં ( જુઓ પૃષ્ટ ૧૦ ) સૂર્યાદિ તમામ ગ્રહોની ઉચ્ચ, નીચ, સ્વગ્રહ, મૂળત્રિકોણ, જાતિ વગેરે બાબતો જણાવવામાં આવી છે.

દરેક ગ્રહની દિશા માટે દિશાચક્ર જુઓ.

## ગ્રહ બાબત પાશ્ચિમાત્ય મત.

**ઉચ્ચ નીચ:**—પાશ્ચિમાત્યો ગ્રહોની ઉચ્ચ નીચ રાશિ માટે જુદો મત ધરાવતા નથી પણ સુર્યને ૧૯, ગુરૂને ૧૫, શનીને ૨૧, અને રાહુ તેમજ કેતુને ૧ અંશે ઉચ્ચના અને નીચના ગણે છે; ચંદ્ર, મંગળ, બુધ અને શુક્રના અંશો માટે પણ જુદો મત નથી વીશેષમાં હર્ષલ વૃશ્ચિકનો ઉચ્ચનો અને વૃષભનો નીચનો ગણાય છે.

**સ્વગ્રહ:**—પાશ્ચિમાત્યો ગ્રહની સ્વગ્રહ રાશિ માટે જુદો મત ધરાવતા નથી પણ વધારામાં હર્ષલને કુંભ રાશિમાં અને નેપચ્યુનને મીન રાશિમાં સ્વગ્રહી ગણે છે.

**ગ્રહના રંગ:**—સૂર્યનો નારંગી કે પીળો. ચંદ્રનો શ્વેત અને જાંબલી. મંગળનો લાલ અને સિંદૂરીયો. બુધનો રૂપેરી અને કાબરો. ગુરૂનો લીલો અને ખાખી. શુક્રનો શ્વેત અને વાદળી. શનીનો કાળો, લીલો અને રાખોડીયો. રાહુનો કાળો ને કેતુનો ધુમાડીયો.

ગ્રહ.

| ગ્રહ | ઉચ્ચરાશિ અંશ | નીચરાશિ અંશ | સ્વગ્રહ | મૂળ ત્રિકોણ | જાતિ | વય અવસ્થા | કાલ પુરૂષ |
|---|---|---|---|---|---|---|---|
| સૂર્ય | મેષ ૧૦ | તુલા ૧૦ | સિંહ | સિંહ ૦ ૨૦ | ક્ષત્રિય | પ્રૌઢા | આત્મા |
| ચંદ્ર | વૃષભ ૩ | વૃશ્ચિક ૩ | કર્ક | વૃષભ ૩ ૩૦ | વૈશ્ય | મુગ્ધા | મન |
| મંગળ | મકર ૨૮ | કર્ક ૨૮ | મેષ વૃશ્ચિક | મેષ ૦ ૧૨ | ક્ષત્રિય | તરૂણ | સત્ય |
| બુધ | કન્યા ૧૫ | મીન ૧૫ | કન્યા મીથુન | કન્યા ૧૫ ૨૦ | વૈશ્ય | કુમાર | વાણી |
| ગુરૂ | કર્ક ૫ | મકર ૫ | ધન મીન | ધન ૦ ૧૦ | બ્રાહ્મણ | યુવા | જ્ઞાન |
| શુક્ર | મીન ૨૭ | કન્યા ૨૭ | વૃષભ તુલા | તુલા ૦ ૧૫ | બ્રાહ્મણ | અતીયુવા | કામ |
| શની | તુલા ૨૦ | મેષ ૨૦ | મકર કુંભ | કુંભ ૦ ૨૦ | શુદ્ર | વૃદ્ધા | દુઃખ |
| રાહુ | મીથુન ૧ | ધન ૧ | કન્યા | કુંભ ૦ ૩૦ | અતિનીચ | અતીવૃદ્ધા | મૃત્યુ |
| કેતુ | ધન ૧ | મીથુન ૧ | મીન | સિંહ ૦ ૩૦ | શંકર | અતીરોગી | સ્થીતી |

કોષ્ટક.

| રંગ. | કારક. | ફળ. | સ્ત્રી પુરૂષ સંજ્ઞા. | ગુણ. | ધાતુ આદી સંજ્ઞા. | શરીર ધાતુ | સ્થાન. |
|---|---|---|---|---|---|---|---|
| રાતો | પીતા | પાપ | પુરૂષ | સત્વ | ધાતુ | સ્નાયુ | દેવસ્થાન |
| ધોળો | માતા | ક્ષીણ પાપ | સ્ત્રી | સત્વ | મૂળ | લોહી | જળસ્થાન |
| રાતો | બંધુ | પાપ | પુરૂષ | તમ | જીવ | માંસ | અગ્નીસ્થાન |
| લીલો | મામા | મીશ્ર | નપુસક | રજ | ધાતુ | ચામડી | ક્રીડાસ્થાન |
| પીળો | પુત્ર | શુભ | પુરૂષ | સત્વ | જીવ | મેદ | ભંડાર |
| ધોળો | સ્ત્રી | શુભ | સ્ત્રી | રજ | જીવ | વીર્ય | સમનસ્થાન |
| કાળો | દુત | પાપ | નપુસક | તમ | મૂળ | મજ્જા | ઉકરડા |
| કાળો | શત્રુ | પાપ | ૦ | અતી તમ | મૂળ | મૂત્ર | મળસ્થાન |
| ધુમાડીયો | જય | પાપ | ૦ | કીંચીત તમ | મૂળ | રસ | ૦ |

# પ્રકરણ ૩ જું.

## પ્રશ્ન કુન્ડલી.

જે સમયે પ્રશ્ન કરવામાં આવે તે સમય ઉપરથી પ્રશ્ન કુન્ડલી કરવા માટે પ્રથમ ઇષ્ટ ઘટી કરવાની જરૂર છે. ઇષ્ટ ઘટી કરવાની જુદી જુદી ઘણી રીતો છે તેમાંની સહેલી રીત આ નીચે આપવામાં આવી છે.

## ઇષ્ટ ઘટી કરવાની રીત.

પ્રશ્ન વખતે ઘડીયાળ પરથી કેટલા વાગ્યા છે તે જોઇ પ્રશ્ન સમયના[1] કલાક મીનીટમાંથી તે દીવસના સૂર્યોદયના[2] કલાક મીનીટ બાદ કરવા. જો પ્રશ્ન સમયના કલાક મીનીટ, સૂર્યોદયના કલાક મીનીટ કરતાં ઓછા હોય તો પ્રશ્ન સમયના કલાકમાં બાર ઉમેરી તેમાંથી સૂર્યોદયના કલાક મીનીટ બાદ કરવા જે શેષ કલાક તથા મીનીટ રહે તેને અઢીએ ગુણવાથી પ્રશ્ન સમયની ઇષ્ટ ઘટી તથા પળ થાય છે. કલાકને અઢીએ ગુણવાથી ઘટી અને મીનીટને અઢીએ ગુણવાથી પળ થાય છે. મીનીટને અઢીએ ગુણવાથી આવેલી પળો સાઠ અગર તેથી વધારે હોય તો તેને સાઠે ભાગી શેષ રહેવા દઇ આવેલો ભાજ્યાંક ઘટીમાં ઉમેરી દેવો. કારણ કે એક ઘટીની સાઠ પળ છે. પ્રશ્ન સમય રાત્રિનો હોય તો પ્રશ્ન સમયના કલાક તથા મીનીટમાંથી તે દીવસના સૂર્યાસ્તના[2] કલાક તથા મીનીટ બાદ કરવા. જો પ્રશ્ન સમયના કલાક તથા મીનીટ સૂર્યાસ્તના કલાક તથા મીનીટ કરતાં ઓછા હોય તો પ્રશ્ન સમયના કલાકમાં બાર ઉમેરી બાદ કરવાથી રહેલા કલાક તથા મીનીટને અઢીએ ગુણતાં જે ઘટી પળ આવે તેમાં તે દીવસના દિનમાનની[2] ઘટી તથા પળ ઉમેરવાથી પ્રશ્ન સમયની ઇષ્ટ ઘટી તથા પળ થાય છે.

---

૧ કેટલાંક સહેરના લોકલ ટાઇમ જુદા જુદા હોય છે, પણ ઘણી જગ્યાએ સામાન્ય રીતે સ્ટાન્ડર્ડ ટાઇમથી કામ ચાલે છે. તેથી પ્રશ્ન સમય સ્ટાન્ડર્ડ ટાઇમ પ્રમાણે નક્કી કર્યા હોય તો સ્ટાન્ડર્ડ ટાઇમનો લોકલ ટાઇમ કરવો જોઇએ. સ્ટાન્ડર્ડ ટાઇમમાંથી ૩૯ મીનીટ બાદ કરવાથી મુંબઇ ટાઇમ થાય છે તેવીજ રીતે ૧ કલાક અને ૨ મીનીટ બાદ કરવાથી કરાંચી ટાઇમ, અને ૯ મીનીટ બાદ કરવાથી મદ્રાસ ટાઇમ થાય છે.

૨ દરરોજના સૂર્યોદય તથા સૂર્યાસ્તના કલાક મીનીટ તથા દિનમાનની ઘટી પળ પંચાંગમાં અનુક્રમે આસન ૧૭, ૧૮ અને ૧૫-૧૬ માં બતાવવામાં આવે છે (જુઓ પૃષ્ટ ૧૭.)

## ઉદાહરણ.

(૧) સંવત ૧૯૮૦ ના અષાઢ વદી ૩ ને શનીવારે સવારના સ્ટાન્ડર્ડ ટાઇમ કલાક ૧૧-૭ મીનીટ વખતે પ્રશ્ન કરવામાં આવ્યો હોય તો ઇષ્ટ ઘટી કેટલી?

સ્ટાન્ડર્ડ ટાઇમ ૧૧-૭ બાદે ૦-૩૯ મુંબઇ ટાઇમ ૧૦-૨૮ બાદ સૂર્યોદય ૫-૩૦ = ૪-૫૮ × ૨॥ = ઇષ્ટ ઘટી પળ ૧૨-૨૫.

(૨) સંવત ૧૯૮૦ ના અષાઢ વદી ૭ ને બુધવારે બપોરના સ્ટાન્ડર્ડ ટાઇમ કલાક ૧-૪૭ મીનીટ વખતે પ્રશ્ન કરવામાં આવ્યો હોય તો ઇષ્ટ ઘટી કેટલી?

સ્ટાન્ડર્ડ ટાઇમ ૧-૪૭ બાદે ૦-૩૯ મુંબાઇ ટાઇમ ૧-૮ પ્રશ્ન સમયના કલાક મીનીટ સૂર્યોદયના કલાક મીનીટ કરતાં ઓછા હોવાથી ૧૨-૦ કલાક ઉમેરતાં થયા ૧૩-૮ બાદ સૂર્યોદય ૫-૩૧ = ૭-૩૭ × ૨॥ = ઇષ્ટ ઘટી પળ ૧૯-૨॥.

(૩) સંવત ૧૯૮૦ ના અષાઢ વદી ૧૦ ને શનીવારે રાતના મુંબઈ ટાઇમ કલાક ૯-૨૬ મીનીટે પ્રશ્ન કરવામાં આવ્યો હોય તો ઇષ્ટ ઘટી કેટલી?

મુંબઈ ટાઇમ ૯-૨૬ બાદ સૂર્યાસ્ત ૬-૨૮ = ૨-૫૮ × ૨॥ = ૭-૨૫ માં દિનમાન ૩૨-૨૦ ઉમેરતાં ઇષ્ટ ઘટી પળ ૩૯-૪૫.

## ઇષ્ટ ઘટી કરવાની બીજી રીત.

જ્યારે પ્રશ્ન કરવામાં આવે ત્યારે જ્યોતિષીએ પોતાનાં પગલાંથી પોતાના શરીરની છાયા માપવી પણ પ્રથમ પગલું કે જેના પર ઉભા હોઇએ તે છોડી દેવું. જેટલાં પગલાં થાય તેમાં સાત ઉમેરતાં જે અંક આવે તે અંકથી જો સૂર્ય ઉતરાયનનો હોય તો ૧૪૪ ને જો સૂર્ય દક્ષિણાયનનો હોય તો ૧૩૫ ને ભાગવા. જે ભાગાકાર આવે તે ઘડી અને શેષ રહે તેને ૬૦ એ ગુણી ફરી ભાગવાથી પળ આવશે જો પ્રશ્ન સમય મધ્યાન પહેલાનો હોય તો આવેલી ઘડીઓમાંથી એક બાદ કરવી તેમજ મધ્યાન્હ પછીનો હોય તો એક ઉમેરવો. પ્રશ્ન સમય મધ્યાન્હ પહેલાંનો હોય તો ઉપર પ્રમાણેની ઘડી પળ તે ઇષ્ટ ઘડી પળ જાણવી. તેમજ મધ્યાન્હ પછીનો હોય તો ઉપર પ્રમાણેની ઘડી પળ દીનમાનમાંથી બાદ કરવાથી ઇષ્ટ ઘડી પળ આવશે.

## સૂર્યની રાશિ અને અંશ જાણવાની રીત.

પ્રશ્ન સમયે સૂર્ય કઇ રાશિ અને કેટલા અંશનો છે તે પંચાંગ ઉપરથી જાણી શકાય છે. પંચાંગમાં પૂર્ણિમા અને અમાસના ભાગ પત્રમાં તે તે દીવસોના સૂર્યોદય સમયે દરેક ગ્રહ કઇ રાશિના કેટલા અંશ તથા કળા, અને

વિકળાના તેમજ એક દીવસમાં એટલે સાઠ ઘટીએ કેટલી કળા અને વિકળાની ગતિના હોય છે તે બતાવવામાં આવે છે ( જુઓ પૃષ્ટ ૧૭ ) તેમાંથી પૂર્ણિમા અગર અમાસ જે દીવસ પ્રશ્ન સમયની નજીકનો હોય તે દીવસની સૂર્યની રાશિ અને અંશ લઈ તેમાં દરેક દીવસનો એક અંશ એ પ્રમાણે ગણતાં પ્રશ્ન સમય સુધીમાં જેટલા અંશ થાય તે ઉમેરવા અગર બાદ કરવાથી પ્રશ્ન સમયના સૂર્યની રાશિ અને અંશ આવશે. પ્રશ્ન સમય પૂર્ણિમા અગર અમાસની આગળનો હોય તો ઉમેરવા અને પાછળનો હોય તો બાદ કરવા.

## ઉદાહરણ.

સંવત ૧૯૮૦ ના અષાઢ વદી ૩ ને શનીવારે ઇષ્ટ ઘટી ૧૧ પળ ૩૫ સમયે કઇ રાશિ અને કેટલા અંશનો સૂર્ય છે ?

વદી ૩ એ પૂર્ણીમાની નજીકનો દીવસ છે. તેથી અષાઢ શુદી પૂર્ણીમાના ભાગપત્રમાં જોઇએ તો સૂર્ય કર્ક રાશિનો અને ૦ અંશનો છે. હવે પૂર્ણીમાના સૂર્યોદય સમયથી પ્રશ્ન સમય સુધીમાં ૩ દિવસ ૧૧ ઘટી અને ૩૫ પળ થાય છે તો દરરોજના એક અંશ પ્રમાણે ગણતાં ત્રણ દીવસના ત્રણ અંશ થાય બાકી ૧૧ ઘટી ને ૩૫ પળ રહી તેટલા સમયમાં સામાન્ય રીતે સૂર્ય એક દીવસે એટલે સાઠ ઘટીએ એક અંશ ચાલતો હોવાથી આખો અંશ ચાલશે નહી પણ અમુક કળા અને વિકળા સુધી ચાલશે અને તે પૂર્ણીમાની કળા અને વિકળામાં ઉમેરતાં પણ આખો અંશ થતો નથી માટે તે છોડી દેતાં આવેલા ત્રણ અંશ પૂર્ણીમાના ૦ અંશમાં ઉમેરતાં સૂર્ય કર્ક રાશિનો ૩ અંશનો થયો.

## ઇષ્ટ ઘટી અને સૂર્ય પરથી લગ્ન જાણવાની રીત.

જે સમયનું લગ્ન જાણવું હોય તે સમયના સૂર્યની રાશિ અને અંશ લગ્ન પત્રમાં જોવાં અને તે બન્ને જે અંકની સામે હોય તે અંકમાં પ્રશ્ન સમયની ઇષ્ટ ઘટી અને પળ ઉમેરવી. જો એ પ્રમાણે ઉમેરતાં લગ્ન પત્રના અંકમાંનો નીચેનો અંક અને ઇષ્ટ પળનો સરવાળો સાઠ અગર સાઠ કરતાં વધારે થાય તો તેને સાઠે ભાગી જે શેષ અંક વધે તે રહેવા દઇ ભાજ્યાંકને લગ્ન પત્રમાંના અંકમાંના ઉપરના અંક અને ઇષ્ટ ઘટીના સરવાળામાં ઉમેરવો. આ પ્રમાણે ઉમેરતાં સાઠ અગર સાઠ કરતાં વધારે સરવાળો થતો હોય તો તેને પણ સાઠે ભાગી શેષાંક રહેવા દઇ ભાજ્યાંક નિરૂપયોગી હોવાથી છોડી દેવો, અને જે અંક રહ્યો તે અગર તે ન મળે તો તેની લગભગનો અંક લગ્ન પત્રમાં શોધી કાઢવો. એ પ્રમાણે શોધી કાઢેલો અંક લગ્નપત્રમાં જે રાશિ અને અંશ સામે આવતો હોય તે રાશિ અને અંશનું લગ્ન જાણવું.

## ઉદાહરણ.

ઇષ્ટ ઘડી ૧૧ અને ૩૫ પળ છે અને સૂર્ય કર્ક રાશિનો ત્રણ અંશનો છે તો કઇ રાશિ અને કેટલા અંશનું લગ્ન જાણવું ?

લગ્ન પત્ર ( જુઓ પૃષ્ટ ૧૮ ) માં કર્ક રાશિ અને ત્રણ અંશ સામે $\frac{૧}{૨}\frac{૫}{૨}$ નો અંક છે તેમાં ઇષ્ટ ઘડી પળ $\frac{૧}{૩}\frac{૧}{૫}$ ઉમેરતાં $\frac{૨}{૫}\frac{૬}{૭}$ આવે છે. જે અંક લગ્નપત્રમાં મળી આવતો નથી તેથી તેને મળતો અંક $\frac{૨}{૫}\frac{૬}{૮}$ લેતાં એ અંક કન્યા રાશિ અને ૭ અંશ સામે આવે છે માટે કન્યા લગ્ન ૭ અંશનું જાણવું.

## કુન્ડલી માંડવાની રીત.




બાજુપર બતાવ્યા પ્રમાણે કુન્ડલી દોરી તેમાં ल વાળા ખાનામાં લગ્નની રાશીનો અંક અને લગ્નના અંશ મૂકવા. અને તે અંક પછીના અંક ડાબી બાજુએથી શરૂ કરી અનુક્રમે દરેક ખાનામાં મૂકવા. એ પ્રમાણે અંક મૂકતાં જો બારનો અંક આવે તો બાર પછી એકથી અંક મૂકવાના છે કારણ કે એકંદર બાર રાશિ હોવાથી અને ઉપર જે અંકો મૂકવાના કહ્યા તે રાશિના અંક હોવાથી તે એકથી બાર સૂધીજ મૂકવા જોઇએ. જેમકે લગ્ન કન્યા રાશિનું સાત અંશે હોય તો ઉપરની કુન્ડલીમાં બતાવ્યા પ્રમાણે રાશિના અંક અને લગ્નના અંશ મૂકવા જોઇએ. પછી પ્રશ્ન સમયે કયા ગ્રહો કઈ રાશિના છે તે નક્કી કરી જે રાશિના જે જે ગ્રહો હોય તે રાશિના અંકવાળા ઉપર પ્રમાણેની કુંડલીના ખાનામાં તે તે ગ્રહોના નામ લખવાં સૂર્યની રાશિ જાણવાની રીત આગળ આવી ગઇ છે. ચંદ્રની દરરોજની રાશિ અને ઘટી પળ પંચાંગમાં અનુક્રમે આશન ૧૯–૨૦ અને ૨૧ માં બતાવવામાં આવે છે (જુઓ પૃષ્ટ ૧૭) પણ પ્રશ્ન દીવસે ચંદ્ર બદલાતો હોય તો જેટલી ઘટી પળે તે બદલાય છે તે કરતાં પ્રશ્ન સમયની ઇષ્ટ ઘટી પળ ઓછા હોય તો પાછલા દિવસની રાશિનો ચંદ્ર જાણવો. અને ઈષ્ટ ઘટી પળ વધારે હોય તો બદલાયલી રાશિનો જાણવો. સૂર્ય ચંદ્ર શિવાયના ગ્રહોની રાશિ પૂર્ણીમા કે અમાસના સવારથી આઠમના સવાર સુધીમાં પ્રશ્ન કરવામાં આવ્યો હોય તો પ્રશ્ન સમયની પાછળ પૂર્ણીમા અગર અમાસ જે હોય તેના ભાગપત્રમાંથી જોઇ લેવી; પણ જો જે દીવસના ભાગપત્રમાંથી એ પ્રમાણે રાશિ જોઇએ તે દીવસથી પ્રશ્ન સમય સુધીમાં જે ગ્રહ રાશિ બદલતો હોય તેને ભાગપત્રમાંની રાશિનો નહી પણ બદલાયલી રાશીનો જાણવો.

ગ્રહની રાશિ બદલાય છે ત્યારે કયો ગ્રહ કઇ રાશિનો ક્યારે થાય છે તે પંચાંગમાં ૨૨ મા આસનમાં જણાવવામાં આવે છે (જુઓ પૃષ્ટ ૧૭) તેમજ આઠમના સવારથી પૂર્ણીમા કે અમાસના સવાર સુધીમાં પ્રશ્ન કરવામાં આવ્યો હોય તો પ્રશ્ન સમય પછીના ભાગપત્રમાંથી ગ્રહોની રાશિ જોઇ લેવી તેમાં પણ પ્રશ્ન સમયથી જે દીવસના ભાગપત્રમાંથી ગ્રહની રાશિ જોઈ હોય તે દીવસના સવાર સૂધીમાં જે ગ્રહોની રાશિ બદલાતી હોય તેને બદલાયલી એટલે ભાગપત્રમાંની રાશિના ન ગણતાં તેની પહેલાંની રાશિના જાણવા. ઉપરની કુન્ડલી સં. ૧૯૮૦ ના અષાઢ વદી ૩ ને શનીવાર ઇષ્ટ ઘટી ૧૧ પળ ૩૫ ની છે અને તેમાં ઉપરના નીયમને અનુસરીને એ સમયના ગ્રહો મૂકવામાં આવ્યા છે.

## ગ્રહના અંશ જાણવાની રીત.

પ્રશ્ન સમયની નજીકની પૂર્ણીમાના અગર અમાસના ભાગપત્રમાંથી દરેક ગ્રહના અંશાદિ લઇ તેમાં તે પૂર્ણીમા અગર અમાસના સવારથી ભાગપત્ર (જે ભાગપત્રમાંથી ઉપર પ્રમાણે અંશાદિ લીધા હોય તે) માં આપેલી ગતિ પ્રમાણે પ્રશ્ન સમય સુધીમાં દરેક ગ્રહો જેટલા અંશાદિ ચાલ્યા હોય તે ઉમેરવા અગર બાદ કરવાથી પ્રશ્ન સમયના દરેક ગ્રહોના અંશ આવશે જો આવેલા અંશ ત્રીશ અગર તેથી વધારે હોય તો તેને ત્રીશે ભાંગતા જે શેષ રહે તે પ્રશ્ન સમયના અંશ જાણવા. પ્રશ્ન સમય પૂર્ણીમા અગર અમાસ પછીનો હોય તો ભાગપત્રમાંથી લીધેલા અંશાદિમાં ગતિ પ્રમાણે આવેલા અંશાદિ ઉમેરવા અને પહેલાનો હોય તો બાદ કરવા પણ વક્ર ગતિના ગ્રહો માટે ઉમેરવાને બદલે બાદ કરવા અને બાદ કરવાને બદલે ઉમેરવા.

ભાગપત્રમાં વકી ગ્રહની ગતિ નીચે व અગર वक्र લખવામાં આવે છે. તેમજ કયો ગ્રહ ક્યારે વકી અગર માર્ગી થાય છે તે (જુઓ પૃષ્ટ ૧૭). પંચાંગમાં ૨૨ મા આસનમાં જણાવ્યામાં આવ્યું છે. આગળ ઉદાહરણ તરીકે આપેલી કુન્ડલી જે સમયની છે તે સમયના ગ્રહોની રાશિ અને અંશ નીચે પ્રમાણે છે. ગ્રહની રાશિ જાણવાની રીત આગળ આવી ગઈ છે.

| ग्रह | सू. | चं. | मं. | बु. | गु. | शु. | श. | रा. | के. |
|---|---|---|---|---|---|---|---|---|---|
| રાશિ | કર્ક | કુંભ | કુંભ | કર્ક | વૃશ્ચિક | મિથુન | તુલા | સિંહ | કુંભ |
| અંશ | ૩ | ૮ | ૧૫ | ૧૬ | ૨૦ | ૬ | ૫ | ૧ | ૧ |

# પંચાંગ.

શકે ૧૮૪૬ આષાઢ શુક્લપક્ષ: ઈ. દિ. ર. ઉ. ર. અ. ચંદ્ર: સંવત્ ૧૯૮૦ સન ૧૯૨૪ દક્ષિણાયનં વર્ષર્તુ:

| | | | | | | | | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | શુ | ૧૬ | ૧૧ | પુ | ૩૧ | [illegible] | વ્યા | ૩૯ | ૭ | બ | ૧૬ | ૧૧ | ૩ | ૩૨ | ૪૫ | ૫.૨૭ | ૬.૩૩ | મે | ૧૫ | ૨૨ | ૩૧૩૯ નં. અમૃત: સિદ્ધ ૩૧૩૯ ચંદ્રદર્શનં. |
| ૨ | શુ | ૧૮ | ૫૧ | પુ | ૩૬ | ૧ | હ | ૩૮ | ૩૧ | કૌ | ૧૮ | ૧૧ | ૪ | ૩૨ | ૪૪ | ૫.૨૭ | ૬.૩૩ | ક | ૬૦ | ૦ | ૩૬૧૧ નં. મૃત્યુ. રથયાત્રા. |
| ૩ | શ | ૨૦ | ૧૯ | આ | ૩૮ | ૩૯ | વ | ૩૬ | ૫૫ | ગ | ૨૦ | ૧૯ | ૫ | ૩૨ | ૪૩ | ૫.૨૭ | ૬.૩૩ | ક | ૩૮ | ૩૯ | ભ. પ્ર. ૨૬/૫૦ પુનર્વસ્વર્ક: ૪/૬ વા. મંડૂક સ્ત્રી. સ્ત્રી |
| ૪ | ર | ૨૦ | ૩૩ | મ | ૪૦ | ૧૦ | સિ | ૩૪ | ૨૬ | વિ | ૨૦ | ૩૩ | ૬ | ૩૨ | ૪૨ | ૫.૨૮ | ૬.૩૨ | સિં | ૬૦ | ૦ | ભ. નિ. ૨૦૩૩ યમઘંટ: ૪૦૧૦ વિનાયક ૪ |
| ૫ | ચં | ૧૯ | ૫૫ | પૂ | ૪૦ | ૪૧ | વ્ય | ૩૦ | ૫૧ | બા | ૧૯ | ૫૫ | ૭ | ૩૨ | ૪૧ | ૫.૨૮ | ૬.૩૨ | સિં | ૫૫ | ૩૪ | |
| ૬ | મં | ૧૭ | ૩ | ઉ | ૪૦ | ૧૫ | વ | ૨૬ | ૨૧ | તૈ | ૧૭ | ૩ | ૮ | ૩૨ | ૪૧ | ૫.૨૮ | ૬.૩૨ | ક | ૬૦ | • | |
| ૭ | બુ | ૧૩ | ૪૦ | હ | ૩૭ | ૫૧ | પ | ૨૦ | ૫૯ | વ | ૧૩ | ૪૦ | ૯ | ૩૨ | ૪૦ | ૫.૨૮ | ૬.૩૨ | ક | ૬૦ | ૦ | ભ. પ્ર. ૪/૪૩ ભ. નિ. ૪/૩૧ કર્કેંગ્ર ૫૭૧ દુર્ગા ૮ |
| ૮ | ગુ | ૯ | ૨૦ | ચિ | ૩૫ | ૮ | શિ | ૧૪ | ૫૨ | બ | ૯ | ૨૦ | ૧૦ | ૩૨ | ૩૮ | ૫.૨૮ | ૬.૩૨ | ક | ૬૦ | ૨૯ | |
| ૯ | શુ | ૪ | ૧૪ | સ્વા | ૩૧ | ૫૭ | સિ | ૮ | ૧૧ | કૌ | ૪ | ૧૪ | ૧૧ | ૩૨ | ૩૮ | ૫.૨૮ | ૬.૩૨ | તુ | ૬૦ | ૦ | મન્વાદિ: |
| ૧૦ | શુ | ૫૪ | ૨૨ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | તૈ | ૨૭ | ૧૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | [*ચાતુર્માસ્યારંભ: |
| ૧૧ | શ | ૫૨ | ૧૯ | વિ | ૨૮ | ૫ | સા | ૧/૫૨ | ૭/૩૦ | વ | ૨૫ | ૩૭ | ૧૨ | ૩૨ | ૩૭ | ૫.૨૯ | ૬.૩૧ | તુ | ૧૪ | ૩ | ભ. પ્ર. ૨/૫૩ ભ. નિ. ૫/૨૬ શયની ૧૧ સ્માર્તાના |
| ૧૨ | ર | ૪૬ | ૩૦ | અ | ૨૪ | ૨ | શુ | ૪૬ | ૪ | બ | ૧૯ | ૩૪ | ૧૩ | ૩૨ | ૩૬ | ૫.૨૯ | ૬.૩૧ | વૃ | ૬૦ | ૦ | મૃત્યુ. ૨/૪ દગ્ધ: ૪/૩૬ શયની ૧૧ ભાગવતાનામ્* |
| ૧૩ | ચં | ૪૦ | ૨૩ | જ્યે | ૧૯ | ૫૪ | બ્ર | ૩૮ | ૩૩ | કૌ | ૧૩ | ૨૬ | ૧૪ | ૩૨ | ૩૬ | ૫.૨૯ | ૬.૩૧ | વૃ | ૧૯ | ૫૪ | પ્રદોષ: [×ણાયનમ્ વર્ષર્તુ: |
| ૧૪ | મં | ૩૪ | ૨૬ | મૂ | ૧૫ | ૫૧ | ઐં | ૩૧ | ૩ | ગ | ૭ | ૨૪ | ૧૫ | ૩૨ | ૩૫ | ૫.૨૯ | ૬.૩૧ | ધ | ૬૦ | ૦ | ભ. પ્ર. ૩/૪૬ કર્કેર્ક: ૪/૩૯ મૂ. ૩૦ એ. ક્ર. દક્ષિ-× |
| ૧૫ | બુ | ૨૮ | ૫૯ | પૂ | ૧૨ | ૧૨ | વૈ | ૨૪ | ૦ | વિ | ૧ | ૩૭ | ૧૬ | ૩૨ | ૩૪ | ૫.૨૯ | ૬.૩૧ | ધ | ૨૬ | ૨૪ | ભ. નિ. ૩/૭ વક્રીભૌમ: ૨/૪૬ વ્યાસપૂજા મન્વાદિ |

**ભાગ્યપત્ર આષાઢ શુક્લ ૧૫.**

અહર્ગણ ૩૭૯૧ ચર ૭૭-૧ ઋણ રવિ-મંદ ફલ ૦-૨૯-૦ ઋણ

| ન. ગ્ર. | ર | ચં | મં | બુ | ગુ | શુ | શ | રા | કે |
|---|---|---|---|---|---|---|---|---|---|
| પ્ર. રા. | ૩ | ૮ | ૧૦ | ૩ | ૭ | ૨ | ૬ | ૪ | ૧૦ |
| અંશ | ૦ | ૨૩ | ૧૪ | ૧૦ | ૨૦ | ૭ | ૫ | ૧ | ૧ |
| કલા | ૧૦ | ૪૦ | ૩૪ | ૫૨ | ૨૯ | ૫ | ૨૬ | ૪૮ | ૪૮ |
| વિક. | ૪ | ૨૨ | ૫૨ | ૫૯ | ૧૨ | ૧૭ | ૧૭ | ૧૬ | ૧૬ |
| ગતિ | ૫૭ ૧ | ૮૪૭ ૨૩ | ૧૩ ૨૬ | ૧૦૭ ૫૬ | ૨ ૫૮ વક્રી | ૯ ૩૮ વક્રી | ૧ ૪૭ | ૩ ૧૧ | ૩ ૧૧ |



## શકે ૧૮૪૬ આષાઢ કૃષ્ણપક્ષઃ ઈ. દિ. ૨. ઉ. ૨. અ. ચંદ્રઃ સંવત્ ૧૯૮૦ સન ૧૯૨૪ દક્ષિણાયનં વર્ષર્તુઃ

| | | | | | | | | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ગુ | ૨૩ | ૫૦ | ઉ | ૯ | ૧ | વૈ | ૧૭ | ૧૯ | કૌ | ૨૩ | ૫૦ | ૧૭ | ૩૨ | ૩૩ | ૫.૨૯ | ૬.૩૧ | મ | ૬૦ | ૦ | |
| ૨ | શુ | ૧૯ | ૩૬ | શ્ર | ૬ | ૩૫ | પ્રી | ૧૧ | ૧૮ | ગ | ૧૯ | ૩૬ | ૧૮ | ૩૨ | ૩૧ | ૫.૩૦ | ૬.૩૦ | મ | ૩૫ | ૪૪ | પં. પ્ર. ૩૫।૪૪ ભ. પ્ર. ૪૮।૦ |
| ૩ | શ | ૧૬ | ૨૩ | ધ | ૪ | ૫૩ | આ | ૬ | ૦ | વિ | ૧૬ | ૨૩ | ૧૯ | ૩૨ | ૩૦ | ૫.૩૦ | ૬.૩૦ | કું | ૬૦ | ૦ | પં. ભ. નિ. ૧૬।૨૩ પુષ્યેર્ક: ૧૯।૧ વા. ગર્દભ: સ્ત્રી. પુ.* |
| ૪ | ર | ૪ | ૧૪ | શ | ૪ | ૩૬ | સો | ૫૬ | ૩૯ | બા | ૧૪ | ૧૪ | ૨૦ | ૩૨ | ૨૮ | ૫.૩૦ | ૬.૩૦ | કું | ૫૦ | ૧ | પં. માર્ગીભૃગુ: ૧૪।૪૪ |
| ૫ | ચં | ૧૩ | ૧૪ | પૂ | ૫ | ૯ | અ | ૫૫ | ૩૯ | તૈ | ૧૩ | ૧૪ | ૨૧ | ૩૨ | ૨૭ | ૫.૩૧ | ૬.૨૯ | મી | ૬૦ | ૦ | [*સંકટ ૪ ચં. ઉ. ક. ૯ મિ. ૧૩ સે ૩૬ |
| ૬ | મં | ૧૩ | ૪૩ | ઉ | ૭ | ૮ | સુ | ૫૪ | ૧૧ | વ | ૧૩ | ૪૩ | ૨૨ | ૩૨ | ૨૫ | ૫.૩૧ | ૬.૨૯ | મી | ૬૦ | ૦ | પં. ભ. પ્ર. ૧૩।૪૩ ભ. નિ. ૪૪।૩૫ સિદ્ધિ: ૭।૮ |
| ૭ | બુ | ૧૫ | ૨૮ | રે | ૧૦ | ૧૫ | ધૃ | ૫૩ | ૩૮ | બ | ૧૫ | ૨૮ | ૨૩ | ૩૨ | ૨૪ | ૫.૩૧ | ૬.૨૯ | મી | ૧૦ | ૧ | પં. નિ. ૧૦।૧૫॥૧૦।૧૫ નં. મૃત્યુ: |
| ૮ | ગુ | ૧૮ | ૮ | અ | ૧૪ | ૩૯ | શૂ | ૫૩ | ૫૫ | કૌ | ૧૮ | ૮ | ૨૪ | ૩૨ | ૨૨ | ૫.૩૨ | ૬.૨૮ | મે | ૬૦ | ૦ | ચંદ્રોદય: પરે ૧૩।૪૫ કાલા ૮ |
| ૯ | શુ | ૨૧ | ૫૯ | ભ | ૧૯ | ૫૧ | ગં | ૫૪ | ૫૬ | ગ | ૨૧ | ૫૯ | ૨૫ | ૩૨ | ૨૧ | ૫.૩૨ | ૬.૨૮ | મે | ૩૬ | ૨૪ | ભ. પ્ર. ૫૪।૧૫ |
| ૧૦ | શ | ૨૬ | ૩૨ | કૃ | ૨૬ | ૨ | વૃ | ૫૬ | ૧૮ | વિ | ૨૬ | ૩૨ | ૨૬ | ૩૨ | ૨૦ | ૫.૩૨ | ૬.૨૮ | વૃ | ૬૦ | ૦ | ભ. નિ. ૨૬।૩૨॥૨૬।૨ નં. અમૃત |
| ૧૧ | ર | ૩૧ | ૩૮ | રો | ૩૨ | ૨૬ | ધ્રુ | ૫૭ | ૫૫ | બા | ૩૧ | ૩૮ | ૨૭ | ૩૨ | ૧૮ | ૫.૩૨ | ૬.૨૮ | વૃ | ૬૦ | ૦ | ૩૧।૩૮ નં. દગ્ધ: કામિકા ૧૧ |
| ૧૨ | ચં | ૩૬ | ૧૭ | મૃ | ૩૮ | ૫૧ | વ્યા | ૫૯ | ૨૩ | કૌ | ૩ | ૫૭ | ૨૮ | ૩૨ | ૧૭ | ૫.૩૩ | ૬.૨૭ | વૃ | ૫ | ૩૮ | અમૃત: ૩૮।૫૧ |
| ૧૩ | મં | ૪૦ | ૪૭ | આ | ૪૪ | ૪૭ | હ | ૬૦ | ૦ | ગ | ૮ | ૩૨ | ૨૯ | ૩૨ | ૧૫ | ૫.૩૩ | ૬.૨૭ | મિ | ૬૦ | ૦ | ભ.પ્ર. ૪૦।૪૭ યમઘંટ: ૪૪।૪૭ ભૌમપ્રદોષ: શિવરાત્રિ: |
| ૧૪ | બુ | ૪૪ | ૩૬ | પુ | ૫૦ | ૧૧ | હ | ૦ | ૨૧ | વિ | ૧૨ | ૪૧ | ૩૦ | ૩૨ | ૧૩ | ૫.૩૩ | ૬.૨૭ | મિ | ૩૩ | ૫૦ | ભ. નિ. ૧૨।૪૧ |
| ૩૦ | ગુ | ૪૭ | ૪૮ | પુ | ૫૪ | ૩૩ | વ | ૦ | ૫૦ | ચ | ૧૬ | ૧૨ | ૩૧ | ૩૨ | ૧૧ | ૫.૩૪ | ૬.૨૬ | ક | ૬૦ | ૦ | અમૃત: ૫૪।૩૩ સિંહેજ્ઞ: ૩।૨ દર્શ: ૩૦ દીપપૂજા. |

### ભાગપત્ર આષાઢ કૃષ્ણ ૩૦.

અહર્ગણ ૩૧૦૬ ચર ૫૬-૨૪ ઋણ રવિ-મંદ ફલ ૧-૦-૩૦ ઋણ

| ન. ગ્ર | ર | ચં | મં | બુ | ગુ | શુ | શ | રા | કે |
|---|---|---|---|---|---|---|---|---|---|
| પ્ર રા. | ૩ | ૩ | ૧૦ | ૩ | ૭ | ૨ | ૬ | ૪ | ૧૦ |
| અંશ | ૧ | ૫ | ૧૫ | ૨૯ | ૧૯ | ૯ | ૫ | ૧ | ૧ |
| કલા | ૨૫ | ૨૫ | ૧૪ | ૫૪ | ૪૫ | ૭ | ૬ | ૦ | ૦ |
| વિક. | ૪૯ | ૪૮ | ૫૮ | ૫૧ | ૨૧ | ૫૭ | ૧ | ૩૪ | ૩૪ |
| ગતિ | ૫૭ ૧૪ | ૭૪૪ ૧૨ | ૨૬ ૧૩ | ૧૦૨ ૪૪ | ૫૮ ૧૩ | ૨૭ ૨૯ | ૨ ૫૮ | ૩ ૧૧ | ૩ ૧૧ |



## લગ્ન પત્ર.

| અંશ: | ૦ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| મેષ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૪ | ૪ |
| | ૦ | ૮ | ૧૬ | ૨૪ | ૩૨ | ૩૯ | ૪૭ | ૫૫ | ૪ | ૧૩ | ૨૨ | ૩૧ | ૪૦ | ૪૮ | ૫૭ | ૬ | ૧૫ | ૨૪ | ૩૩ | ૪૨ | ૫૦ | ૫૯ | ૮ | ૧૭ | ૨૬ | ૩૪ | ૪૩ | ૫૨ | ૧ | ૧૦ |
| વૃષભ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૫ | ૫ | ૫ | ૫ | ૫ | ૫ | ૬ | ૬ | ૬ | ૬ | ૬ | ૬ | ૭ | ૭ | ૭ | ૭ | ૭ | ૭ | ૮ | ૮ | ૮ | ૮ | ૮ | ૮ | ૯ |
| | ૧૯ | ૨૮ | ૩૭ | ૪૭ | ૪૬ | ૩ | ૧૨ | ૨૧ | ૩૧ | ૪૨ | ૫૨ | ૨ | ૧૩ | ૨૩ | ૩૩ | ૪૩ | ૫૪ | ૪ | ૧૪ | ૨૫ | ૩૫ | ૪૫ | ૫૬ | ૬ | ૧૬ | ૨૭ | ૩૭ | ૪૭ | ૫૭ | ૮ |
| મિથુન | ૫ | ૯ | ૯ | ૯ | ૯ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૧ | ૧૧ | ૧૧ | ૧૧ | ૧૧ | ૧૨ | ૧૨ | ૧૨ | ૧૨ | ૧૨ | ૧૨ | ૧૩ | ૧૩ | ૧૩ | ૧૩ | ૧૩ | ૧૪ | ૧૪ | ૧૪ | ૧૪ |
| | ૧૮ | ૨૮ | ૩૯ | ૪૯ | ૫૯ | ૧૦ | ૨૦ | ૩૦ | ૪૧ | ૫૩ | ૪ | ૧૫ | ૨૬ | ૩૭ | ૪૯ | ૦ | ૧૧ | ૨૨ | ૩૪ | ૪૫ | ૫૬ | ૭ | ૧૯ | ૩૦ | ૪૧ | ૫૨ | ૪ | ૧૫ | ૨૬ | ૩૭ |
| કર્ક | ૧૪ | ૧૫ | ૧૫ | ૧૫ | ૧૫ | ૧૫ | ૧૫ | ૧૬ | ૧૬ | ૧૬ | ૧૬ | ૧૬ | ૧૭ | ૧૭ | ૧૭ | ૧૭ | ૧૭ | ૧૭ | ૧૮ | ૧૮ | ૧૮ | ૧૮ | ૧૮ | ૧૯ | ૧૯ | ૧૯ | ૧૯ | ૧૯ | ૧૯ | ૨૦ |
| | ૪૯ | ૦ | ૧૧ | ૨૨ | ૩૩ | ૪૫ | ૫૬ | ૭ | ૧૮ | ૨૯ | ૪૦ | ૫૨ | ૩ | ૧૪ | ૨૫ | ૩૬ | ૪૭ | ૫૮ | ૯ | ૨૦ | ૩૧ | ૪૨ | ૫૩ | ૪ | ૧૫ | ૨૬ | ૩૭ | ૪૮ | ૫૯ | ૧૧ |
| સિંહ | ૨૦ | ૨૦ | ૨૦ | ૨૦ | ૨૧ | ૨૧ | ૨૧ | ૨૧ | ૨૧ | ૨૨ | ૨૨ | ૨૨ | ૨૨ | ૨૨ | ૨૨ | ૨૩ | ૨૩ | ૨૩ | ૨૩ | ૨૩ | ૨૩ | ૨૪ | ૨૪ | ૨૪ | ૨૪ | ૨૪ | ૨૫ | ૨૫ | ૨૫ | ૨૫ |
| | ૨૨ | ૩૩ | ૪૪ | ૫૫ | ૬ | ૧૭ | ૨૮ | ૪૦ | ૪૯ | ૦ | ૧૧ | ૨૨ | ૩૨ | ૪૩ | ૫૪ | ૪ | ૧૫ | ૨૫ | ૩૬ | ૪૬ | ૫૭ | ૧૦ | ૧૯ | ૨૯ | ૪૦ | ૫૦ | ૧ | ૧૧ | ૨૨ | ૩૩ |
| કન્યા | ૨૫ | ૨૫ | ૨૬ | ૨૬ | ૨૬ | ૨૬ | ૨૬ | ૨૬ | ૨૭ | ૨૭ | ૨૭ | ૨૭ | ૨૭ | ૨૮ | ૨૮ | ૨૮ | ૨૮ | ૨૮ | ૨૮ | ૨૯ | ૨૯ | ૨૯ | ૨૯ | ૨૯ | ૨૯ | ૩૦ | ૩૦ | ૩૦ | ૩૦ | ૩૦ |
| | ૪૪ | ૫૪ | ૫ | ૧૬ | ૨૬ | ૩૭ | ૪૮ | ૫૮ | ૯ | ૨૦ | ૩૦ | ૪૧ | ૫૧ | ૨ | ૧૩ | ૨૩ | ૩૪ | ૪૪ | ૫૫ | ૬ | ૧૬ | ૨૭ | ૩૮ | ૪૮ | ૫૯ | ૧૦ | ૨૦ | ૩૧ | ૪૨ | ૫૨ |
| તુલા | ૩૧ | ૩૧ | ૩૧ | ૩૧ | ૩૧ | ૩૧ | ૩૨ | ૩૨ | ૩૨ | ૩૨ | ૩૨ | ૩૩ | ૩૩ | ૩૩ | ૩૩ | ૩૩ | ૩૩ | ૩૪ | ૩૪ | ૩૪ | ૩૪ | ૩૪ | ૩૫ | ૩૫ | ૩૫ | ૩૫ | ૩૫ | ૩૫ | ૩૬ | ૩૬ |
| | ૩ | ૧૩ | ૨૪ | ૩૫ | ૪૫ | ૫૬ | ૭ | ૧૭ | ૨૮ | ૨૯ | ૫૦ | ૧ | ૧૩ | ૨૩ | ૩૫ | ૪૬ | ૫૭ | ૮ | ૧૯ | ૩૦ | ૪૧ | ૫૨ | ૩ | ૧૪ | ૨૫ | ૩૬ | ૪૭ | ૫૮ | ૯ | ૨૧ |
| વૃશ્ચિક | ૩૬ | ૩૬ | ૩૬ | ૩૭ | ૩૭ | ૩૭ | ૩૭ | ૩૭ | ૩૮ | ૩૮ | ૩૮ | ૩૮ | ૩૮ | ૩૮ | ૩૯ | ૩૯ | ૩૯ | ૩૯ | ૩૯ | ૪૦ | ૪૦ | ૪૦ | ૪૦ | ૪૦ | ૪૧ | ૪૧ | ૪૧ | ૪૧ | ૪૧ | ૪૧ |
| | ૩૨ | ૪૩ | ૫૪ | ૫ | ૧૬ | ૨૭ | ૩૮ | ૪૯ | ૦ | ૧૨ | ૨૩ | ૩૪ | ૪૫ | ૫૭ | ૮ | ૧૯ | ૩૦ | ૪૧ | ૫૩ | ૪ | ૧૫ | ૨૬ | ૩૮ | ૪૯ | ૦ | ૧૧ | ૨૩ | ૩૪ | ૪૫ | ૫૬ |
| ધન | ૪૨ | ૪૨ | ૪૨ | ૪૨ | ૪૨ | ૪૩ | ૪૩ | ૪૩ | ૪૩ | ૪૩ | ૪૩ | ૪૪ | ૪૪ | ૪૪ | ૪૪ | ૪૪ | ૪૪ | ૪૫ | ૪૫ | ૪૫ | ૪૫ | ૪૫ | ૪૬ | ૪૬ | ૪૬ | ૪૬ | ૪૬ | ૪૬ | ૪૭ | ૪૭ |
| | ૮ | ૧૯ | ૩૦ | ૪૧ | ૫૨ | ૩ | ૧૫ | ૨૬ | ૩૬ | ૪૭ | ૫૭ | ૭ | ૧૮ | ૨૮ | ૩૮ | ૪૯ | ૫૯ | ૯ | ૨૦ | ૩૦ | ૪૦ | ૫૦ | ૧ | ૧૧ | ૨૧ | ૩૨ | ૪૨ | ૫૨ | ૨ | ૧૩ |
| મકર | ૪૭ | ૪૭ | ૪૭ | ૪૭ | ૪૮ | ૪૮ | ૪૮ | ૪૮ | ૪૮ | ૪૮ | ૪૯ | ૪૯ | ૪૯ | ૪૯ | ૪૯ | ૪૯ | ૪૯ | ૫૦ | ૫૦ | ૫૦ | ૫૦ | ૫૦ | ૫૦ | ૫૦ | ૫૧ | ૫૧ | ૫૧ | ૫૧ | ૫૧ | ૫૧ |
| | ૨૩ | ૩૩ | ૪૪ | ૫૪ | ૪ | ૧૪ | ૨૫ | ૩૫ | ૪૪ | ૫૩ | ૨ | ૧૧ | ૨૦ | ૨૮ | ૩૭ | ૪૬ | ૫૫ | ૪ | ૧૩ | ૨૨ | ૩૦ | ૩૯ | ૪૮ | ૫૭ | ૬ | ૧૫ | ૨૪ | ૩૩ | ૪૧ | ૫૦ |
| કુંભ | ૫૨ | ૫૨ | ૫૨ | ૫૨ | ૫૨ | ૫૨ | ૫૨ | ૫૩ | ૫૩ | ૫૩ | ૫૩ | ૫૩ | ૫૩ | ૫૩ | ૫૩ | ૫૪ | ૫૪ | ૫૪ | ૫૪ | ૫૪ | ૫૪ | ૫૪ | ૫૫ | ૫૫ | ૫૫ | ૫૫ | ૫૫ | ૫૫ | ૫૫ | ૫૫ |
| | ૦ | ૮ | ૧૭ | ૨૬ | ૩૫ | ૪૩ | ૫૨ | ૧ | ૯ | ૧૭ | ૨૫ | ૩૩ | ૪૧ | ૪૯ | ૫૭ | ૪ | ૧૨ | ૨૦ | ૨૮ | ૩૬ | ૪૪ | ૫૨ | ૦ | ૮ | ૧૬ | ૨૩ | ૩૧ | ૩૯ | ૪૭ | ૫૫ |
| મીન | ૫૬ | ૫૬ | ૫૬ | ૫૬ | ૫૬ | ૫૬ | ૫૬ | ૫૬ | ૫૭ | ૫૭ | ૫૭ | ૫૭ | ૫૭ | ૫૭ | ૫૭ | ૫૮ | ૫૮ | ૫૮ | ૫૮ | ૫૮ | ૫૮ | ૫૮ | ૫૮ | ૫૯ | ૫૯ | ૫૯ | ૫૯ | ૫૯ | ૫૯ | ૫૯ |
| | ૪ | ૧૧ | ૧૯ | ૨૭ | ૩૪ | ૪૨ | ૫૦ | ૫૮ | ૬ | ૧૮ | ૨૨ | ૩૦ | ૩૮ | ૪૬ | ૫૪ | ૧ | ૯ | ૧૭ | ૨૫ | ૩૩ | ૪૧ | ૪૯ | ૫૭ | ૪ | ૧૩ | ૨૦ | ૨૮ | ૩૬ | ૪૪ | ૫૨ |

# પ્રકરણ ૪ થું.

## ષડ્વર્ગ.

પ્રશ્નનો નિર્ણય કરવા માટે પ્રશ્ન કુંડલી ઉપરાંત ષડ્વર્ગ જાણવાની પણ જરૂર છે. હોરા, દ્રેષ્કાણ, સપ્તમાંશ, નવમાંશ, દ્વાદશાંશ અને ત્રિશાંશ એ છ કુંડલીઓ મળી ષડ્વર્ગ કહેવાય છે.

ષડ્વર્ગની કુડંલીઓના ગણીતની જુદી જુદી રીતો છે પણ જેમ બને તેમ સરળતા કરવાના હેતુથી તે અત્રે ન જણાવતાં ષડ્વર્ગનાં મેષથી મીન સુધીનાં તૈયાર કોષ્ટકો આગળ આપવામાં આવ્યાં છે.

ષડ્વર્ગના કોષ્ટકોમાં પહેલા આસનમાં લગ્ન કે ગ્રહની રાશિ અને બીજા આસનમાં અંશ, કળા, અને વીકળા તેમજ આસન ૩ થી ૮ સુધીમાં ( બીજા આસનમાં જણાવેલા અંશાદિની લાઈનમાં ) હોરા, દ્રેષ્કાણ, સાતમાંશ, નવમાંશ, દ્વાદશાંસ અને ત્રિશાંશ કુંડલીઓની રાશિના અંક જણાવામાં આવ્યાં છે તે ઉપરથી કોઈ પણ રાશિ અને અંશના લગ્ન કે ગ્રહના ષડ્વર્ગની રાશિ સમજી શકાય છે.

**ઉદાહરણ**:—સિંહ લગ્ન ૧૭ અંશનું છે તેની ષડ્વર્ગની રાશિઓ જાણવી છે તો સિંહ રાશિના કોષ્ટકમાં જોતાં બીજા આસનમાં અંશાદિ ૧૭-૮-૩૪ તેમાં લગ્નના ૧૭ અંશનો સમાવેશ થાય છે માટે ૧૭–૮–૩૪ ની લાઈનમાં જોઈએ તો લગ્નની હોરાની કર્ક, દ્રેષ્કાણની ધન, સપ્તમાંશની વૃશ્ચિક, નવમાંશની કન્યા, દ્વાદશાંશની કુંભ, અને ત્રિશાંશની ધન રાશિ છે. એજ પ્રમાણે કોઈ પણ રાશિ અને અંશના ગ્રહના ષડ્વર્ગની રાશિ સમજવી.

| લગ્ન કે ગ્રહની રાશિ અને અંશ. | | ષડ્વર્ગની રાશિ. | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| રાશિ. | અંશ. | હોરા. | દ્રેષ્કાણુ. | સપ્તમાંશ. | નવમાંશ. | દ્વાદશાંશ. | ત્રીશાંસ. |
| મેષ. | ૨-૩૦-૦ | ૫ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ |
| | ૩-૨૦-૦ | ૫ | ૧ | ૧ | ૧ | ૨ | ૧ |
| | ૪-૧૭-૮ | ૫ | ૧ | ૧ | ૨ | ૨ | ૧ |
| | ૫-૦-૦ | ૫ | ૧ | ૨ | ૨ | ૨ | ૧ |
| | ૬-૪૦-૦ | ૫ | ૧ | ૨ | ૨ | ૩ | ૧૧ |
| | ૭-૩૦-૦ | ૫ | ૧ | ૨ | ૩ | ૩ | ૧૧ |
| | ૮-૩૪-૧૭ | ૫ | ૧ | ૨ | ૩ | ૪ | ૧૧ |
| | ૧૦-૦-૦ | ૫ | ૧ | ૩ | ૩ | ૪ | ૧૧ |
| | ૧૨-૦-૦ | ૫ | ૫ | ૩ | ૪ | ૫ | ૯ |
| | ૧૨-૩૦-૦ | ૫ | ૫ | ૩ | ૪ | ૫ | ૯ |
| | ૧૨-૫૧-૨૫ | ૫ | ૫ | ૩ | ૪ | ૬ | ૯ |
| | ૧૩-૨૦-૦ | ૫ | ૫ | ૪ | ૪ | ૬ | ૯ |
| | ૧૫-૦-૦ | ૫ | ૫ | ૪ | ૫ | ૬ | ૯ |
| | ૧૬-૪૦-૦ | ૪ | ૫ | ૪ | ૫ | ૭ | ૯ |
| | ૧૭-૮-૩૪ | ૪ | ૫ | ૪ | ૬ | ૭ | ૯ |
| | ૧૭-૩૦-૦ | ૪ | ૫ | ૫ | ૬ | ૭ | ૯ |
| | ૧૮-૦-૦ | ૪ | ૫ | ૫ | ૬ | ૮ | ૯ |
| | ૨૦-૦-૦ | ૪ | ૫ | ૫ | ૬ | ૮ | ૩ |
| | ૨૧-૨૫-૪૨ | ૪ | ૯ | ૫ | ૭ | ૯ | ૩ |
| | ૨૨-૩૦-૦ | ૪ | ૯ | ૬ | ૭ | ૯ | ૩ |
| | ૨૩-૨૦-૦ | ૪ | ૯ | ૬ | ૭ | ૧૦ | ૩ |
| | ૨૫-૦-૦ | ૪ | ૯ | ૬ | ૮ | ૧૦ | ૩ |
| | ૨૫-૪૨-૫૧ | ૪ | ૯ | ૬ | ૮ | ૧૧ | ૭ |
| | ૨૬-૪૦-૦ | ૪ | ૯ | ૭ | ૮ | ૧૧ | ૭ |
| | ૨૭-૩૦-૦ | ૪ | ૯ | ૭ | ૯ | ૧૧ | ૭ |
| | ૩૦-૦-૦ | ૪ | ૯ | ૭ | ૯ | ૧૨ | ૭ |

| લગ્ન કે ગ્રહની રાશિ અને અંશ. | | ષડ્વર્ગની રાશિ. | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| રાશિ. | અંશ. | હોરા. | દ્રેષ્કાણ. | સપ્તમાંશ. | નવમાંશ. | દ્વાદશાંસ. | ત્રીશાંસ. |
| વૃષભ. | ૨-૩૦-૦ | ૪ | ૨ | ૮ | ૧૦ | ૨ | ૨ |
| | ૩-૨૦-૦ | ૪ | ૨ | ૮ | ૧૦ | ૩ | ૨ |
| | ૪-૧૭-૮ | ૪ | ૨ | ૮ | ૧૧ | ૩ | ૨ |
| | ૫-૦-૦ | ૪ | ૨ | ૯ | ૧૧ | ૩ | ૨ |
| | ૬-૪૦-૦ | ૪ | ૨ | ૯ | ૧૧ | ૪ | ૬ |
| | ૭-૩૦-૦ | ૪ | ૨ | ૯ | ૧૨ | ૪ | ૬ |
| | ૮-૩૪-૧૭ | ૪ | ૨ | ૯ | ૧૨ | ૫ | ૬ |
| | ૧૦-૦-૦ | ૪ | ૨ | ૧૦ | ૧૨ | ૫ | ૬ |
| | ૧૨-૦-૦ | ૪ | ૬ | ૧૦ | ૧ | ૬ | ૬ |
| | ૧૨-૩૦-૦ | ૪ | ૬ | ૧૦ | ૧ | ૬ | ૧૨ |
| | ૧૨-૫૧-૨૫ | ૪ | ૬ | ૧૦ | ૧ | ૬ | ૧૨ |
| | ૧૩-૨૦-૦ | ૪ | ૬ | ૧૧ | ૧ | ૭ | ૧૨ |
| | ૧૫-૦-૦ | ૪ | ૬ | ૧૧ | ૨ | ૭ | ૧૨ |
| | ૧૬-૪૦-૦ | ૪ | ૬ | ૧૧ | ૨ | ૮ | ૧૨ |
| | ૧૭-૮-૩૪ | ૫ | ૬ | ૧૧ | ૩ | ૮ | ૧૨ |
| | ૧૭-૩૦-૦ | ૫ | ૬ | ૧૨ | ૩ | ૮ | ૧૨ |
| | ૧૮-૦-૦ | ૫ | ૬ | ૧૨ | ૩ | ૯ | ૧૨ |
| | ૨૦-૦-૦ | ૫ | ૬ | ૧૨ | ૩ | ૯ | ૧૨ |
| | ૨૧-૨૫-૪૨ | ૫ | ૧૦ | ૧૨ | ૪ | ૧૦ | ૧૦ |
| | ૨૨-૩૦-૦ | ૫ | ૧૦ | ૧ | ૪ | ૧૦ | ૧૦ |
| | ૨૩-૨૦-૦ | ૫ | ૧૦ | ૧ | ૪ | ૧૧ | ૧૦ |
| | ૨૫-૦-૦ | ૫ | ૧૦ | ૧ | ૫ | ૧૧ | ૧૦ |
| | ૨૫-૪૨-૫૧ | ૫ | ૧૦ | ૧ | ૫ | ૧૨ | ૮ |
| | ૨૬-૪૦-૦ | ૫ | ૧૦ | ૨ | ૫ | ૧૨ | ૮ |
| | ૨૭-૩૦-૦ | ૫ | ૧૦ | ૨ | ૬ | ૧૨ | ૮ |
| | ૩૦-૦-૦ | ૫ | ૧૦ | ૨ | ૬ | ૧ | ૮ |

| લગ્ન કે ગ્રહની રાશિ અને અંશ. | | ષડવર્ગની રાશિ. | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| રાશિ. | અંશ. | હોરા. | દ્રેષ્કાણ. | સપ્તમાંશ | નવમાંશ. | દ્વાદશાંસ. | ત્રીશાંસ. |
| મિથુન. | ૨-૩૦-૦ | ૫ | ૩ | ૩ | ૭ | ૩ | ૧ |
| | ૩-૨૦-૦ | ૫ | ૩ | ૩ | ૭ | ૪ | ૧ |
| | ૪-૧૭-૮ | ૫ | ૩ | ૩ | ૮ | ૪ | ૧ |
| | ૫-૦-૦ | ૫ | ૩ | ૪ | ૮ | ૪ | ૧ |
| | ૬-૪૦-૦ | ૫ | ૩ | ૪ | ૮ | ૫ | ૧૧ |
| | ૭-૩૦-૦ | ૫ | ૩ | ૪ | ૯ | ૫ | ૧૧ |
| | ૮-૩૪-૧૭ | ૫ | ૩ | ૪ | ૯ | ૬ | ૧૧ |
| | ૧૦-૦-૦ | ૫ | ૩ | ૫ | ૯ | ૬ | ૧૧ |
| | ૧૨-૦-૦ | ૫ | ૭ | ૫ | ૧૦ | ૭ | ૯ |
| | ૧૨-૩૦-૦ | ૫ | ૭ | ૫ | ૧૦ | ૭ | ૯ |
| | ૧૨-૫૧-૨૫ | ૫ | ૭ | ૫ | ૧૦ | ૮ | ૬ |
| | ૧૩-૨૦-૦ | ૫ | ૭ | ૬ | ૧૦ | ૮ | ૯ |
| | ૧૫-૦-૦ | ૫ | ૭ | ૬ | ૧૧ | ૮ | ૯ |
| | ૧૬-૪૦-૦ | ૪ | ૭ | ૬ | ૧૧ | ૯ | ૯ |
| | ૧૭-૮-૩૪ | ૪ | ૭ | ૬ | ૧૨ | ૯ | ૯ |
| | ૧૭-૩૦-૦ | ૪ | ૭ | ૭ | ૧૨ | ૯ | ૯ |
| | ૧૮-૦-૦ | ૪ | ૭ | ૭ | ૧૨ | ૧૦ | ૭ |
| | ૨૦-૦-૦ | ૪ | ૭ | ૭ | ૧૨ | ૧૦ | ૩ |
| | ૨૧-૨૫-૪૨ | ૪ | ૧૧ | ૭ | ૧ | ૧૧ | ૩ |
| | ૨૨-૩૦-૦ | ૪ | ૧૧ | ૮ | ૧ | ૧૧ | ૩ |
| | ૨૩-૨૦-૦ | ૪ | ૧૧ | ૮ | ૧ | ૧૨ | ૩ |
| | ૨૫-૦-૦ | ૪ | ૧૧ | ૮ | ૨ | ૧૨ | ૩ |
| | ૨૫-૪૨-૫૧ | ૪ | ૧૧ | ૮ | ૨ | ૧ | ૭ |
| | ૨૬-૪૦-૦ | ૪ | ૧૧ | ૯ | ૨ | ૧ | ૭ |
| | ૨૭-૩૦-૦ | ૪ | ૧૧ | ૯ | ૩ | ૧ | ૭ |
| | ૩૦-૦-૦ | ૪ | ૧૧ | ૯ | ૩ | ૨ | ૭ |

| લગ્ન કે ગ્રહની રાશિ અને અંશ. | | ષડવર્ગની રાશિ. | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| રાશિ. | અંશ. | હોરા. | દ્રેષ્કાણુ. | સપ્તમાંશ. | નવમાંશ. | દ્વાદશાંસ. | ત્રીશાંસ. |
| કર્ક. | ૨-૩૦-૦ | ૪ | ૪ | ૧૦ | ૪ | ૪ | ૨ |
| | ૩-૨૦-૦ | ૪ | ૪ | ૧૦ | ૪ | ૫ | ૨ |
| | ૪-૧૭-૮ | ૪ | ૪ | ૧૦ | ૫ | ૫ | ૨ |
| | ૫-૦-૦ | ૪ | ૪ | ૧૧ | ૫ | ૫ | ૨ |
| | ૬-૪૦-૦ | ૪ | ૪ | ૧૧ | ૫ | ૬ | ૬ |
| | ૭-૩૦-૦ | ૪ | ૪ | ૧૧ | ૬ | ૬ | ૬ |
| | ૮-૩૪-૧૭ | ૪ | ૪ | ૧૧ | ૬ | ૭ | ૬ |
| | ૧૦-૦-૦ | ૪ | ૪ | ૧૨ | ૬ | ૭ | ૬ |
| | ૧૨-૦-૦ | ૪ | ૮ | ૧૨ | ૭ | ૮ | ૬ |
| | ૧૨-૩૦-૦ | ૪ | ૮ | ૧૨ | ૭ | ૮ | ૧૨ |
| | ૧૨-૫૧-૨૫ | ૪ | ૮ | ૧૨ | ૭ | ૯ | ૧૨ |
| | ૧૩-૨૦-૦ | ૪ | ૮ | ૧ | ૭ | ૯ | ૧૨ |
| | ૧૫-૦-૦ | ૪ | ૮ | ૧ | ૮ | ૯ | ૧૨ |
| | ૧૬-૪૦-૦ | ૫ | ૮ | ૧ | ૮ | ૧૦ | ૧૨ |
| | ૧૭-૮-૩૪ | ૫ | ૮ | ૧ | ૯ | ૧૦ | ૧૨ |
| | ૧૭-૩૦-૦ | ૫ | ૮ | ૨ | ૯ | ૧૦ | ૧૨ |
| | ૧૮-૦-૦ | ૫ | ૮ | ૨ | ૯ | ૧૧ | ૧૨ |
| | ૨૦-૦-૦ | ૫ | ૮ | ૨ | ૯ | ૧૧ | ૧૨ |
| | ૨૧-૨૫-૪૨ | ૫ | ૧૨ | ૨ | ૧૦ | ૧૨ | ૧૦ |
| | ૨૨-૩૦-૦ | ૫ | ૧૨ | ૩ | ૧૦ | ૧૨ | ૧૦ |
| | ૨૩-૨૦-૦ | ૫ | ૧૨ | ૩ | ૧૦ | ૧ | ૧૦ |
| | ૨૫-૦-૦ | ૫ | ૧૨ | ૩ | ૧૧ | ૧ | ૧૦ |
| | ૨૫-૪૨-૫૧ | ૫ | ૧૨ | ૩ | ૧૧ | ૨ | ૮ |
| | ૨૬-૪૦-૦ | ૫ | ૧૨ | ૪ | ૧૧ | ૨ | ૮ |
| | ૨૭-૩૦-૦ | ૫ | ૧૨ | ૪ | ૧૨ | ૨ | ૮ |
| | ૩૦-૦-૦ | ૫ | ૧૨ | ૪ | ૧૨ | ૩ | ૮ |

| લગ્ન કે ગ્રહની રાશિ અને અંશ. | | ષડ્વર્ગની રાશિ. | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| રાશિ. | અંશ. | હોરા. | દ્રેષ્કાણ. | સપ્તમાંશ. | નવમાંશ. | દ્વાદશાંસ. | ત્રીશાંસ. |
| સિંહ. | ૨-૩૦-૦ | ૫ | ૫ | ૫ | ૧ | ૫ | ૧ |
| | ૩-૨૦-૦ | ૫ | ૫ | ૫ | ૧ | ૬ | ૧ |
| | ૪-૧૭-૮ | ૫ | ૫ | ૫ | ૨ | ૬ | ૧ |
| | ૫-૦-૦ | ૫ | ૫ | ૬ | ૨ | ૬ | ૧ |
| | ૬-૪૦-૦ | ૫ | ૫ | ૬ | ૨ | ૭ | ૧૧ |
| | ૭-૩૦-૦ | ૫ | ૫ | ૬ | ૩ | ૭ | ૧૧ |
| | ૮-૩૪-૧૭ | ૫ | ૫ | ૬ | ૩ | ૮ | ૧૧ |
| | ૧૦-૦-૦ | ૫ | ૫ | ૭ | ૩ | ૮ | ૧૧ |
| | ૧૨-૦-૦ | ૫ | ૯ | ૭ | ૪ | ૯ | ૯ |
| | ૧૨-૩૦-૦ | ૫ | ૯ | ૭ | ૪ | ૯ | ૯ |
| | ૧૨-૫૧-૨૫ | ૫ | ૯ | ૭ | ૪ | ૧૦ | ૯ |
| | ૧૩-૨૦-૦ | ૫ | ૯ | ૮ | ૪ | ૧૦ | ૯ |
| | ૧૫-૦-૦ | ૫ | ૯ | ૮ | ૫ | ૧૦ | ૯ |
| | ૧૬-૪૦-૦ | ૪ | ૯ | ૮ | ૫ | ૧૧ | ૯ |
| | ૧૭-૮-૩૪ | ૪ | ૯ | ૮ | ૬ | ૧૧ | ૯ |
| | ૧૭-૩૦-૦ | ૪ | ૯ | ૯ | ૬ | ૧૧ | ૯ |
| | ૧૮-૦-૦ | ૪ | ૯ | ૯ | ૬ | ૧૨ | ૯ |
| | ૨૦-૦-૦ | ૪ | ૯ | ૯ | ૬ | ૧૨ | ૩ |
| | ૨૧-૨૫-૪૨ | ૪ | ૧ | ૯ | ૭ | ૧ | ૩ |
| | ૨૨-૩૦-૦ | ૪ | ૧ | ૧૦ | ૭ | ૧ | ૩ |
| | ૨૩-૨૦-૦ | ૪ | ૧ | ૧૦ | ૭ | ૨ | ૩ |
| | ૨૫-૦-૦ | ૪ | ૧ | ૧૦ | ૮ | ૨ | ૩ |
| | ૨૫-૪૨-૫૧ | ૪ | ૧ | ૧૦ | ૮ | ૩ | ૭ |
| | ૨૬-૪૦-૦ | ૪ | ૧ | ૧૧ | ૮ | ૩ | ૭ |
| | ૨૭-૩૦-૦ | ૪ | ૧ | ૧૧ | ૯ | ૩ | ૭ |
| | ૩૦-૦-૦ | ૪ | ૧ | ૧૧ | ૯ | ૪ | ૭ |

| લગ્ન કે ગ્રહની રાશિ અને અંશ. | | ષડ્વર્ગની રાશિ. | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| રાશિ. | અંશ. | હોરા. | દ્રેષ્કાણ. | સપ્તમાંશ. | નવમાંશ. | દ્વાદશાંસ. | ત્રીશાંસ. |
| કન્યા. | ૨-૩૦-૦ | ૪ | ૬ | ૧૨ | ૧૦ | ૬ | ૨ |
| | ૩-૨૦-૦ | ૪ | ૬ | ૧૨ | ૧૦ | ૭ | ૨ |
| | ૪-૧૭-૮ | ૪ | ૬ | ૧૨ | ૧૧ | ૭ | ૨ |
| | ૫-૦-૦ | ૪ | ૬ | ૧ | ૧૧ | ૭ | ૨ |
| | ૬-૪૦-૦ | ૪ | ૬ | ૧ | ૧૧ | ૮ | ૨ |
| | ૭-૩૦-૦ | ૪ | ૬ | ૧ | ૧૨ | ૯ | ૬ |
| | ૮-૩૪-૧૭ | ૪ | ૬ | ૧ | ૧૨ | ૯ | ૬ |
| | ૧૦-૦-૦ | ૪ | ૬ | ૨ | ૧૨ | ૯ | ૬ |
| | ૧૨-૦-૦ | ૪ | ૧૦ | ૨ | ૧ | ૧૦ | ૬ |
| | ૧૨-૩૦-૦ | ૪ | ૧૦ | ૨ | ૧ | ૧૦ | ૧૨ |
| | ૧૨-૫૧-૨૫ | ૪ | ૧૦ | ૨ | ૧ | ૧૧ | ૧૨ |
| | ૧૩-૨૦-૦ | ૪ | ૧૦ | ૩ | ૧ | ૧૧ | ૧૨ |
| | ૧૫-૦-૦ | ૪ | ૧૦ | ૩ | ૨ | ૧૧ | ૧૨ |
| | ૧૬-૪૦-૦ | ૫ | ૧૦ | ૩ | ૨ | ૧૨ | ૧૨ |
| | ૧૭-૮-૩૪ | ૫ | ૧૦ | ૩ | ૩ | ૧૨ | ૨ |
| | ૧૭-૩૦-૦ | ૫ | ૧૦ | ૪ | ૩ | ૧૨ | ૧૨ |
| | ૧૮-૦-૦ | ૫ | ૧૦ | ૪ | ૩ | ૧ | ૧૨ |
| | ૨૦-૦-૦ | ૫ | ૧૦ | ૪ | ૩ | ૧ | ૧૨ |
| | ૨૧-૨૫-૪૨ | ૫ | ૨ | ૪ | ૪ | ૨ | ૧૦ |
| | ૨૨-૩૦-૦ | ૫ | ૨ | ૫ | ૪ | ૨ | ૧૦ |
| | ૨૩-૨૦-૦ | ૫ | ૨ | ૫ | ૪ | ૩ | ૧૦ |
| | ૨૫-૦-૦ | ૫ | ૨ | ૫ | ૫ | ૩ | ૧૦ |
| | ૨૫-૪૨-૫૧ | ૫ | ૨ | ૫ | ૫ | ૪ | ૮ |
| | ૨૬-૪૦-૦ | ૫ | ૨ | ૬ | ૫ | ૪ | ૮ |
| | ૨૭-૩૦-૦ | ૫ | ૨ | ૬ | ૬ | ૪ | ૮ |
| | ૩૦-૦-૦ | ૫ | ૨ | ૬ | ૬ | ૫ | ૮ |

| લગ્ન કે ગ્રહની રાશિ અને અંશ. | | ષડ્વર્ગની રાશિ. | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| રાશિ. | અંશ. | હોરા. | દ્રેષ્કાણુ. | સપ્તમાંશ. | નવમાંશ. | દ્વાદશાંસ. | ત્રીશાંસ. |
| તુલા. | ૨-૩૦-૦ | ૫ | ૭ | ૭ | ૭ | ૭ | ૧ |
| | ૩-૨૦-૦ | ૫ | ૭ | ૭ | ૭ | ૮ | ૧ |
| | ૪-૧૭-૮ | ૫ | ૭ | ૭ | ૮ | ૮ | ૧ |
| | ૫-૦-૦ | ૫ | ૭ | ૮ | ૮ | ૮ | ૧ |
| | ૬-૪૦-૦ | ૫ | ૭ | ૮ | ૮ | ૯ | ૧૧ |
| | ૭-૩૦-૦ | ૫ | ૭ | ૮ | ૯ | ૯ | ૧૧ |
| | ૮-૩૪-૧૭ | ૫ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ |
| | ૧૦-૦-૦ | ૫ | ૭ | ૯ | ૯ | ૧૦ | ૧૧ |
| | ૧૨-૦-૦ | ૫ | ૭ | ૯ | ૧૦ | ૧૧ | ૯ |
| | ૧૨-૩૦-૦ | ૫ | ૭ | ૯ | ૧૦ | ૧૧ | ૯ |
| | ૧૨-૫૧-૨૫ | ૫ | ૧૧ | ૯ | ૧૦ | ૧૨ | ૯ |
| | ૧૩-૨૦-૦ | ૫ | ૧૧ | ૧૦ | ૧૦ | ૧૨ | ૯ |
| | ૧૫-૦-૦ | ૫ | ૧૧ | ૧૦ | ૧૧ | ૧૨ | ૯ |
| | ૧૬-૪૦-૦ | ૪ | ૧૧ | ૧૦ | ૧૧ | ૧ | ૯ |
| | ૧૭-૮-૩૪ | ૪ | ૧૧ | ૧૦ | ૧૨ | ૧ | ૯ |
| | ૧૭-૩૦-૦ | ૪ | ૧૧ | ૧૧ | ૧૨ | ૧ | ૯ |
| | ૧૮-૦-૦ | ૪ | ૧૧ | ૧૧ | ૧૨ | ૨ | ૯ |
| | ૨૦-૦-૦ | ૪ | ૧૧ | ૧૧ | ૧૨ | ૨ | ૩ |
| | ૨૧-૨૫-૪૨ | ૪ | ૩ | ૧૧ | ૧ | ૩ | ૩ |
| | ૨૨-૩૦-૦ | ૪ | ૩ | ૧૨ | ૧ | ૩ | ૩ |
| | ૨૩-૨૦-૦ | ૪ | ૩ | ૧૨ | ૧ | ૪ | ૩ |
| | ૨૫-૦-૦ | ૪ | ૩ | ૧૨ | ૨ | ૪ | ૩ |
| | ૨૫-૪૨-૫૧ | ૪ | ૩ | ૧૨ | ૨ | ૫ | ૭ |
| | ૨૬-૪૦-૦ | ૪ | ૩ | ૧ | ૨ | ૫ | ૭ |
| | ૨૭-૩૦-૦ | ૪ | ૩ | ૧ | ૩ | ૫ | ૭ |
| | ૩૦-૦-૦ | ૪ | ૩ | ૧ | ૩ | ૬ | ૭ |

| લગ્ન કે ગ્રહની રાશિ અને અંશ. | | ષડવર્ગની રાશિ. | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| રાશિ. | અંશ. | હોરા. | દ્રેષ્કાણ. | સપ્તમાંશ. | નવમાંશ. | દ્વાદશાંસ. | ત્રીશાંસ. |
| વૃશ્ચિક. | ૨-૩૦-૦ | ૪ | ૮ | ૨ | ૪ | ૮ | ૨ |
| | ૩-૨૦-૦ | ૪ | ૮ | ૨ | ૪ | ૯ | ૨ |
| | ૪-૧૭-૮ | ૪ | ૮ | ૨ | ૫ | ૯ | ૨ |
| | ૫-૦-૦ | ૪ | ૮ | ૩ | ૫ | ૯ | ૨ |
| | ૬-૪૦-૦ | ૪ | ૮ | ૩ | ૫ | ૧૦ | ૬ |
| | ૭-૩૦-૦ | ૪ | ૮ | ૩ | ૬ | ૧૦ | ૬ |
| | ૮-૩૪-૧૭ | ૪ | ૮ | ૩ | ૬ | ૧૧ | ૬ |
| | ૧૦-૦-૦ | ૪ | ૮ | ૪ | ૬ | ૧૧ | ૬ |
| | ૧૨-૦-૦ | ૪ | ૧૨ | ૪ | ૭ | ૧૨ | ૬ |
| | ૧૨-૩૦-૦ | ૪ | ૧૨ | ૪ | ૭ | ૧૨ | ૧૨ |
| | ૧૨-૫૧-૨૫ | ૪ | ૧૨ | ૪ | ૭ | ૧ | ૧૨ |
| | ૧૩-૨૦-૦ | ૪ | ૧૨ | ૫ | ૭ | ૧ | ૧૨ |
| | ૧૫-૦-૦ | ૪ | ૧૨ | ૫ | ૮ | ૧ | ૧૨ |
| | ૧૬-૪૦-૦ | ૫ | ૧૨ | ૫ | ૮ | ૨ | ૧૨ |
| | ૧૭-૮-૩૪ | ૫ | ૧૨ | ૫ | ૯ | ૨ | ૧૨ |
| | ૧૭-૩૦-૦ | ૫ | ૧૨ | ૬ | ૯ | ૨ | ૧૨ |
| | ૧૮-૦-૦ | ૫ | ૧૨ | ૬ | ૯ | ૩ | ૧૨ |
| | ૨૦-૦-૦ | ૫ | ૧૨ | ૬ | ૯ | ૩ | ૧૨ |
| | ૨૧-૨૫-૪૨ | ૫ | ૪ | ૬ | ૧૦ | ૪ | ૧૦ |
| | ૨૨-૩૦-૦ | ૫ | ૪ | ૭ | ૧૦ | ૪ | ૧૦ |
| | ૨૩-૨૦-૦ | ૫ | ૪ | ૭ | ૧૦ | ૫ | ૦ |
| | ૨૫-૦-૦ | ૫ | ૪ | ૭ | ૧૧ | ૫ | ૧૦ |
| | ૨૫-૪૨-૫૧ | ૫ | ૪ | ૭ | ૧૧ | ૬ | ૮ |
| | ૨૬-૪૦-૦ | ૫ | ૪ | ૮ | ૧૧ | ૬ | ૮ |
| | ૨૭-૩૦-૦ | ૫ | ૪ | ૮ | ૧૨ | ૬ | ૮ |
| | ૩૦-૦-૦ | ૫ | ૪ | ૮ | ૧૨ | ૭ | ૮ |

| લગ્ન કે ગ્રહની રાશિ અને અંશ. | | ષડવર્ગની રાશિ. | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| રાશિ. | અંશ. | હોરા. | દ્રેષ્કાણ. | સપ્તમાંશ. | નવમાંશ. | દ્વાદશાંશ. | ત્રીશાંસ. |
| ધન. | ૨–૩૦–૦ | ૫ | ૯ | ૯ | ૧ | ૯ | ૧ |
| | ૩–૨૦–૦ | ૫ | ૯ | ૯ | ૧ | ૧૦ | ૧ |
| | ૪–૧૭–૮ | ૫ | ૯ | ૯ | ૨ | ૧૦ | ૧ |
| | ૫–૦–૦ | ૫ | ૯ | ૧૦ | ૨ | ૧૦ | ૧ |
| | ૬–૪૦–૦ | ૫ | ૯ | ૧૦ | ૨ | ૧૧ | ૧૧ |
| | ૭–૩૦–૦ | ૫ | ૯ | ૧૦ | ૩ | ૧૧ | ૧૧ |
| | ૮–૩૪–૧૭ | ૫ | ૯ | ૧૦ | ૩ | ૧૨ | ૧૧ |
| | ૧૦–૦–૦ | ૫ | ૯ | ૧૧ | ૩ | ૧૨ | ૧૧ |
| | ૧૨–૦–૦ | ૫ | ૧ | ૧૧ | ૪ | ૧ | ૯ |
| | ૧૨–૩૦–૦ | ૫ | ૧ | ૧૧ | ૪ | ૧ | ૯ |
| | ૧૨–૫૧–૨૫ | ૫ | ૧ | ૧૧ | ૪ | ૨ | ૯ |
| | ૧૩–૨૦–૦ | ૫ | ૧ | ૧૨ | ૪ | ૨ | ૯ |
| | ૧૫–૦–૦ | ૫ | ૧ | ૧૨ | ૫ | ૨ | ૯ |
| | ૧૬–૪૦–૦ | ૪ | ૧ | ૧૨ | ૫ | ૩ | ૯ |
| | ૧૭–૮–૩૪ | ૪ | ૧ | ૧૨ | ૬ | ૩ | ૯ |
| | ૧૭–૩૦–૦ | ૪ | ૧ | ૧ | ૬ | ૩ | ૯ |
| | ૧૮–૦–૦ | ૪ | ૧ | ૧ | ૬ | ૪ | ૯ |
| | ૨૦–૦–૦ | ૪ | ૧ | ૧ | ૬ | ૪ | ૩ |
| | ૨૧–૨૫–૪૨ | ૪ | ૫ | ૧ | ૭ | ૫ | ૩ |
| | ૨૨–૩૦–૦ | ૪ | ૫ | ૨ | ૭ | ૫ | ૩ |
| | ૨૩–૨૦–૦ | ૪ | ૫ | ૨ | ૭ | ૬ | ૩ |
| | ૨૫–૦–૦ | ૪ | ૫ | ૨ | ૮ | ૬ | ૩ |
| | ૨૫–૪૨–૫૧ | ૪ | ૫ | ૨ | ૮ | ૭ | ૭ |
| | ૨૬–૪૦–૦ | ૪ | ૫ | ૩ | ૮ | ૭ | ૭ |
| | ૨૭–૩૦–૦ | ૪ | ૫ | ૩ | ૯ | ૭ | ૭ |
| | ૩૦–૦–૦ | ૪ | ૫ | ૩ | ૯ | ૮ | ૭ |

| લગ્ન કે ગ્રહની રાશિ અને અંશ. | | ષડ્વર્ગની રાશિ. | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| રાશિ. | અંશ. | હોરા. | દ્રેષ્કાણ. | સપ્તમાંશ. | નવમાંશ. | દ્વાદશાંસ. | ત્રીશાંસ. |
| મકર. | ૨-૩૦-૦ | ૪ | ૧૦ | ૪ | ૧૦ | ૧૦ | ૨ |
| | ૩-૨૦-૦ | ૪ | ૧૦ | ૪ | ૧૦ | ૧૧ | ૨ |
| | ૪-૧૭-૮ | ૪ | ૧૦ | ૪ | ૧૧ | ૧૧ | ૨ |
| | ૫-૦-૦ | ૪ | ૧૦ | ૫ | ૧૧ | ૧૧ | ૨ |
| | ૬-૪૦-૦ | ૪ | ૧૦ | ૫ | ૧૧ | ૧૨ | ૬ |
| | ૭-૩૦-૦ | ૪ | ૧૦ | ૫ | ૧૨ | ૧૨ | ૬ |
| | ૮-૩૪-૧૭ | ૪ | ૧૦ | ૫ | ૧૨ | ૧ | ૬ |
| | ૧૦-૦-૦ | ૪ | ૧૦ | ૬ | ૧૨ | ૧ | ૬ |
| | ૧૨-૦-૦ | ૪ | ૨ | ૬ | ૧ | ૨ | ૬ |
| | ૧૨-૩૦-૦ | ૪ | ૨ | ૬ | ૧ | ૨ | ૧૨ |
| | ૧૨-૫૧-૨૫ | ૪ | ૨ | ૬ | ૧ | ૩ | ૧૨ |
| | ૧૩-૨૦-૦ | ૪ | ૨ | ૭ | ૧ | ૩ | ૧૨ |
| | ૧૫-૦-૦ | ૪ | ૨ | ૭ | ૨ | ૩ | ૧૨ |
| | ૧૬-૪૦-૦ | ૫ | ૨ | ૭ | ૨ | ૪ | ૧૨ |
| | ૧૭-૮-૩૪ | ૫ | ૨ | ૭ | ૩ | ૪ | ૧૨ |
| | ૧૭-૩૦-૦ | ૫ | ૨ | ૮ | ૩ | ૪ | ૧૨ |
| | ૧૮-૦-૦ | ૫ | ૨ | ૮ | ૩ | ૫ | ૧૨ |
| | ૨૦-૦-૦ | ૫ | ૨ | ૮ | ૩ | ૫ | ૧૨ |
| | ૨૧-૨૫-૪૨ | ૫ | ૬ | ૮ | ૪ | ૬ | ૧૦ |
| | ૨૨-૩૦-૦ | ૫ | ૬ | ૯ | ૪ | ૬ | ૧૦ |
| | ૨૩-૨૦-૦ | ૫ | ૬ | ૯ | ૪ | ૭ | ૧૦ |
| | ૨૫-૦-૦ | ૫ | ૬ | ૯ | ૫ | ૭ | ૧૦ |
| | ૨૫-૪૨-૫૧ | ૫ | ૬ | ૯ | ૫ | ૮ | ૮ |
| | ૨૬-૪૦-૦ | ૫ | ૬ | ૧૦ | ૫ | ૮ | ૮ |
| | ૨૭-૩૦-૦ | ૫ | ૬ | ૧૦ | ૬ | ૮ | ૮ |
| | ૩૦-૦-૦ | ૫ | ૬ | ૧૦ | ૬ | ૯ | ૮ |

| લગ્ન કે ગ્રહની રાશિ અને અંશ. | | ષડ્વર્ગની રાશિ. | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| રાશિ. | અંશ. | હોરા. | દ્રેષ્કાણ. | સપ્તમાંશ. | નવમાંશ. | દ્વાદશાંશ. | ત્રીશાંસ. |
| કુંભ. | ૨-૩૦-૦ | ૫ | ૧૧ | ૧૧ | ૭ | ૧૧ | ૧ |
| | ૩-૨૦-૦ | ૫ | ૧૧ | ૧૧ | ૭ | ૧૨ | ૧ |
| | ૪-૧૭-૮ | ૫ | ૧૧ | ૧૧ | ૮ | ૧૨ | ૧ |
| | ૫-૦-૦ | ૫ | ૧૧ | ૧૨ | ૮ | ૧૨ | ૧ |
| | ૬-૪૦-૦ | ૫ | ૧૧ | ૧૨ | ૮ | ૧ | ૧૧ |
| | ૭-૩૦-૦ | ૫ | ૧૧ | ૧૨ | ૯ | ૧ | ૧૧ |
| | ૮-૩૪-૧૭ | ૫ | ૧૧ | ૧૨ | ૯ | ૨ | ૧૧ |
| | ૧૦-૦-૦ | ૫ | ૧૧ | ૧ | ૯ | ૨ | ૧૧ |
| | ૧૨-૦-૦ | ૫ | ૩ | ૧ | ૧૦ | ૩ | ૯ |
| | ૧૨-૩૦-૦ | ૫ | ૩ | ૧ | ૧૦ | ૩ | ૯ |
| | ૧૨-૫૧-૨૫ | ૫ | ૩ | ૧ | ૧૦ | ૪ | ૯ |
| | ૧૩-૨૦-૦ | ૫ | ૩ | ૨ | ૧૦ | ૪ | ૯ |
| | ૧૫-૦-૦ | ૫ | ૩ | ૨ | ૧૧ | ૪ | ૯ |
| | ૧૬-૪૦-૦ | ૪ | ૩ | ૨ | ૧૧ | ૫ | ૯ |
| | ૧૭-૮-૩૪ | ૪ | ૩ | ૨ | ૧૨ | ૫ | ૯ |
| | ૧૭-૩૦-૦ | ૪ | ૩ | ૩ | ૧૨ | ૫ | ૯ |
| | ૧૮-૦-૦ | ૪ | ૩ | ૩ | ૧૨ | ૬ | ૯ |
| | ૨૦-૦-૦ | ૪ | ૩ | ૩ | ૧૨ | ૬ | ૩ |
| | ૨૧-૨૫-૪૨ | ૪ | ૭ | ૩ | ૧ | ૭ | ૩ |
| | ૨૨-૩૦-૦ | ૪ | ૭ | ૪ | ૧ | ૭ | ૩ |
| | ૨૩-૨૦-૦ | ૪ | ૭ | ૪ | ૧ | ૮ | ૩ |
| | ૨૫-૦-૦ | ૪ | ૭ | ૪ | ૨ | ૮ | ૩ |
| | ૨૫-૪૨-૫૧ | ૪ | ૭ | ૪ | ૨ | ૯ | ૭ |
| | ૨૬-૪૦-૦ | ૪ | ૭ | ૫ | ૨ | ૯ | ૭ |
| | ૨૭-૩૦-૦ | ૪ | ૭ | ૫ | ૩ | ૯ | ૭ |
| | ૩૦-૦-૦ | ૪ | ૭ | ૫ | ૩ | ૧૦ | ૭ |

| લગ્ન કે ગ્રહની રાશિ અને અંશ. | | ષડ્વર્ગની રાશિ. | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| રાશિ. | અંશ. | હોરા. | દ્રેષ્કાણ. | સપ્તમાંશ. | નવમાંશ. | દ્વાદશાંસ. | ત્રીશાંસ. |
| મીન. | ૨-૩૦-૦ | ૪ | ૧૨ | ૬ | ૪ | ૧૨ | ૨ |
| | ૩-૨૦-૦ | ૪ | ૧૨ | ૬ | ૪ | ૧ | ૨ |
| | ૪-૧૭-૮ | ૪ | ૧૨ | ૬ | ૫ | ૧ | ૨ |
| | ૫-૦-૦ | ૪ | ૧૨ | ૭ | ૫ | ૧ | ૨ |
| | ૬-૪૦-૦ | ૪ | ૧૨ | ૭ | ૫ | ૨ | ૬ |
| | ૭-૩૦-૦ | ૪ | ૧૨ | ૭ | ૬ | ૨ | ૬ |
| | ૮-૩૪-૧૭ | ૪ | ૧૨ | ૭ | ૬ | ૩ | ૬ |
| | ૧૦-૦-૦ | ૪ | ૧૨ | ૮ | ૬ | ૩ | ૬ |
| | ૧૨-૦-૦ | ૪ | ૪ | ૮ | ૭ | ૪ | ૬ |
| | ૧૨-૩૦-૦ | ૪ | ૪ | ૮ | ૭ | ૪ | ૧૨ |
| | ૧૨-૫૧-૨૫ | ૪ | ૪ | ૮ | ૭ | ૫ | ૧૨ |
| | ૧૩-૨૦-૦ | ૪ | ૪ | ૯ | ૭ | ૫ | ૧૨ |
| | ૧૫-૦-૦ | ૪ | ૪ | ૯ | ૮ | ૫ | ૧૨ |
| | ૧૬-૪૦-૦ | ૫ | ૪ | ૯ | ૮ | ૬ | ૧૨ |
| | ૧૭-૮-૩૪ | ૫ | ૪ | ૯ | ૯ | ૬ | ૧૨ |
| | ૧૭-૩૦-૦ | ૫ | ૪ | ૧૦ | ૯ | ૬ | ૧૨ |
| | ૧૮-૦-૦ | ૫ | ૪ | ૧૦ | ૯ | ૭ | ૧૨ |
| | ૨૦-૦-૦ | ૫ | ૪ | ૧૦ | ૯ | ૭ | ૧૨ |
| | ૨૧-૨૫-૪૨ | ૫ | ૮ | ૧૦ | ૧૦ | ૮ | ૧૦ |
| | ૨૨-૩૦-૦ | ૫ | ૮ | ૧૧ | ૧૦ | ૮ | ૧૦ |
| | ૨૩-૨૦-૦ | ૫ | ૮ | ૧૧ | ૧૦ | ૯ | ૧૦ |
| | ૫-૦-૦ | ૫ | ૮ | ૧૧ | ૧૧ | ૯ | ૧૦ |
| | ૨૫-૪૨-૫૧ | ૫ | ૮ | ૧૧ | ૧૧ | ૧૦ | ૮ |
| | ૨૬-૪૦-૦ | ૫ | ૮ | ૧૨ | ૧૧ | ૧૦ | ૮ |
| | ૨૭-૩૦-૦ | ૫ | ૮ | ૧૨ | ૧૨ | ૧૦ | ૮ |
| | ૩૦-૦-૦ | ૫ | ૮ | ૧૨ | ૧૨ | ૧૧ | ૮ |

# પ્રકરણ ૫ મું.

## દેહાદિ બારસ્થાન અને તેમાં જોવાની બાબતો.

પ્રશ્ન સમયે આકાશમાં રહેલી રાશિઓ અને ગ્રહો દેખાડનાર નકશાને પ્રશ્ન કુન્ડલી કહે છે. પૂર્વ ક્ષિતિજમાં પ્રશ્ન સમયે આકાશમાંની રાશિઓ પૈકી જે રાશિ સ્પર્ષ કરે છે તે લગ્ન કહેવાય છે. લગ્ન એ પહેલુ સ્થાન છે અને એકંદરે બારસ્થાન છે જે નીચેની કુન્ડલીમાં સમજુતી માટે બતાવવામાં આવ્યાછે.

### કુંડલી.




બાર સ્થાનનાં નામ નીચે પ્રમાણે.

(૧) દેહસ્થાન, (૨) દ્રવ્યસ્થાન, (૩) પ્રાક્રમસ્થાન, (૪) સુખસ્થાન, (૫) સંતાનસ્થાન, (૬) રિપુસ્થાન, (૭) સ્રીસ્થાન. (૮) આયુષ્યસ્થાન, (૯) ભાગ્યસ્થાન, (૧૦) રાજ્યસ્થાન, (૧૧) લાભસ્થાન અને (૧૨) વ્યયસ્થાન.

### સ્થાન સંજ્ઞા.

૧-૪—૭-૧૦ સ્થાનોને કેન્દ્ર, કંટક, અને ચતુષ્પ્ય કહે છે.

૨-૫—૮-૧૧ સ્થાનોને પણ ફર કહે છે.

૧૨-૬—૩—૯ સ્થાનોને આપો કિલમ કહે છે.

૩-૬-૧૦-૧૧ સ્થાનોને ઉપચય કહે છે.

૧-૨—૪—૫<br>૭-૮—૯-૧૨ } સ્થાનોને અનુપચય કહે છે.

૯-૫ સ્થાનોને ત્રિકોણ કહે છે.

આઠમા સ્થાનને આયુર્દાનું સ્થાન કહે છે; તેમજ એ સ્થાનથી આઠમા

સ્થાનને એટલે ત્રીજા સ્થાનને પણ આયુર્દાનુ સ્થાન કહે છે ને આઠમાથી બારમા એટલે સાતમા અને ત્રીજાથી બારમા એટલે બીજા સ્થાનને મારક સ્થાન કહેછે.

| | |
|---|---|
| ૬—૮—૧૨ | સ્થાનને ત્રિકસ્થાન તથા નેષ્ટસ્થાન કહે છે. |
| ૪—૮ | સ્થાનને ચતુરસ્ત્ર કહેવામાં આવે છે. |
| ૨—૧૨ | સ્થાનને નેત્રસ્થાન પણ કહેવામાં આવે છે. |

## સ્થાનના સ્વામી.

જે સ્થાનમાં જે રાશિ હોય તે રાશિનો સ્વામી તેને સ્થાનનો સ્વામી જાણુવો.

કયા સ્થાનમાં કઈ બાબતો જોવી તે આ નીચે દરેક સ્થાનવાર જણા-વવામાં આવ્યું છે.

## (૧) દેહસ્થાનમાં.

શારીરિક સ્થીતિ,—ચહેરો, રૂપ, રંગ, કદ, ચિન્હ મસ્તક, મુખ, કંઠ, તંદુરસ્તી, જીંદગીનાં સુખ દુ:ખ, અકસ્માત અને સાહસ.

સ્વભાવ—પ્રકૃતિ, અને મનોબળ.

ભાઈના મીત્રો, ભાગીદારની સ્ત્રી, સંતાનની લાંબી મુસાફરી અને તેમનો ભાગ્યોદય, મામા અને શત્રુનુ મરણુ, બાપની મા, સ્ત્રીની માની મા, માજાનો બાપ, સાળાનો પુત્ર, સ્ત્રીનો દાદો વગેરે.

## (૨) દ્રવ્ય સ્થાનમાં.

આંખ, ગુહ્ય, ખભો, ગળુ અને ગરદન, સુવર્ણાદિ ધાતુઓનો ક્રય વિક્રય, તથા ધાતુઓ, રત્ન, દ્રવ્ય વગેરેનો સંચય, બરકત, આર્થિક લાભ, હાનિ, અને સુખ, આંટ, હુન્નર, વાણી, સ્વતંત્રતા, કુટુંબ, મીત્ર, શત્રુનુ ભાગ્ય, પીતાની વીદ્યા, સાળાના શત્રુ, પોતાના શત્રુથી છૂટકારો, ભાંડુઓનુ બંધાન અને મુશ્કેલી તથા તેમના ખાનગી શત્રુ, સંતાનની કીર્તી અને માન. સ્ત્રીનું મૃત્યુ વગેરે.

## (૩) પરાક્રમ સ્થાનમાં.

હાથ, છાતી, જમણો કાન—પરાક્રમ અને ઉડતી ખબરો, ભાઇ બહેન અને પીત્રાઇ તથા પાડોશી, દસ્તાવેજ કાગળ પત્ર અને લખાણો, નાની

મુસાફરી, ધંધા અને નોકરીના સબબે સ્થળાતંર, નોકર,× સ્ત્રીની મુસાફરી તથા તેની ધર્મવૃતી, પીતાના શત્રુ, મીત્રના સંતાન અને સંતાનના મીત્ર, સંદેસા લઇ જનાર લાવનાર, પંથ, સ્વપ્ન અને વૃદ્ધા અવસ્થાના સુખ દુઃખ વગેરે.

## (૪) સુખ સ્થાનમાં.

હોજરી.

× માતા, મીત્ર, × વાહન પશુ, શેઠ, × × ઔષધ, સુખ અને શૈયા, મકાન ભૂમી અને ભૂમીને લગતી તમામ બાબતો–કૃષી, ગુપ્તથાન, પ્રથમ સંતાનનુ દ્રવ્ય, સંતાનના શત્રુ, અને મીત્રની માંદગી, ગામ, વંશપરંપરાની મીલકત, અદભુત વાતો, સ્મરણ સ્થંભ, ગુજરેલાઓની જંગમ મીલકત, કબર, મૃત દેહને કબરમાં દફનાવ્યાં પછીની હાલત, ધર્મ પુરૂષોનું મરણ અને મહેમાન વગેરે.

## (૫) સંતાન સ્થાનમાં.

હૃદય, પેટ, વાંસો, જઠરાગ્નિ.

ગર્ભ સ્થીતિ, સંતાન–પૂત્ર, પૂત્રી, સંતાનની શારીરીક હાલત, * વીદ્યા, કવીત્વ શકતી, મંત્ર, તંત્ર યંત્ર વગેરે. બુદ્ધી, વીવેક, સટ્ટો શરતો, રમત–ગમત, લોટરી, જુગાર, સાહસ અને તેથી થતાં લાભાલાભ, બીજું ભાંડુ, સાળાનું ભાગ્ય, માતાનું દ્રવ્ય પ્યાર–વ્યભીચાર, નાટક, જાફતો અને ધર્મપુરૂષોની લાંબી મુસાફરી વગેરે.

## (૬) શત્રુ સ્થાનમાં.

હાડકાં, કટી, પેટ, અંડ અને આંતરડા, સ્વાદ રોગ, મંદવાડ અને તેના કારણો. ÷ શત્રુ, ક્રૂર કર્મ ચીંતા અને શંકા, મામા, માશી અને મોશાળનાં

---

× પાશ્ચિમાત્યો નોકર માટે છઠ્ઠાસ્થાનમાં જોવા જણાવે છે.

પાશ્ચિમાત્ય મત પ્રમાણેઃ—

+ માતા માટે દસમા સ્થાનમાં × નાના દેર માટે છઠ્ઠાસ્થાનમાં અને મોટા દેર માટે બારમા સ્થાનમાં × × ઔષધ માટે ત્રીજા સ્થાનમાં તેમજ * વીદ્યા માટે નવમા સ્થાનમાં જોવું.

÷ પાશ્ચિમાત્યો જાહેર શત્રુ માટે સાતમા અને ગુપ્ત શત્રુ માટે બારમા સ્થાનમાં જોવા જણાવે છે.

સુખ દુ:ખ, ખેડુત અને ભાડુત, પુત્રનું ધન અને પીતાની ધર્મવૃતી, મીત્રનું મરણ, સ્ત્રીના ખાનગી શત્રુ વગેરે.

## (૭) સ્ત્રી સ્થાનમાં.

નાભી, પેઢુ, કમર.

લગ્ન, પુરૂષની કુંડલીમાં સ્ત્રી અને સ્ત્રીની કુંડલીમાં પુરૂષ, ભોગ વીલાસ, સ્નેહ સંબંધ, ભાગીદાર, જાહેર શત્રુ અને વીરોધી, કોર્ટના મુકરદમા અને તેમના પ્રતીપક્ષી, સંગ્રામ, યાત્રા પ્રમાણ–મુસાફરી, વ્યાપાર, વેચાણ ખરીદી અને શેર દલાલી, વૈદ, ત્રીજુ ભાંડુ, બીજું સંતાન, ભત્રીજા માતાની મા, પુત્રનું પરાક્રમ, ખોવાયલી કે ચોરાયલી ચીજ, ચોર સબંધી વગેરે.

## (૮) આયુષ્ય સ્થાનમાં.

જાંગ, ગુહ્ય ભાગ.

આયુષ્ય, અવસાનનું કારણ, અને સ્થાન. રૂણ દેવું.

વારસો, સ્ત્રીનું ધન,–પલ્લુ અને વારસો ભાગીદારનું ત્રીજા ભાઇનું અને પૂર્વજોનું દ્રવ્ય. શાસ્ત્ર યોગાભ્યાસ, પાણીમાં તરવું, દુર્ગ અને ભયંકર સ્થાનમાં પ્રવેશ, કીલ્લા તોડવાં, શસ્ત્ર ધારણ કરવાં, યુદ્ધ કરવું, શસ્ત્ર ઘાત, વીષ દંશ. પ્રથમ ભાંડુની માંદગી, કોર્ટના મૂકરદમામાં પ્રતીકૂળ સંજોગો, જાહેર દુશ્મનોની મજબૂતાઇ અને તેમનું દ્રવ્ય, શત્રુની મૂસાફરી, મીત્રોની પદવી, મજૂરી, દીલગીરી, માર્ગની કૂશળતા વગેરે.

## (૯) ભાગ્ય સ્થાનમાં.

જાંઘ.

ભાગ્યોદય, ગુરૂ, ધર્મવૃત્તી, ધર્મ દીક્ષા, તપ, સદાચાર અધ્યાત્મ જ્ઞાન, નીતિ, તીર્થ યાત્રા, લાંબી મૂસાફરી અથવા જળ, પ્રવાસ, સાળા, સાળી, ત્રીજું સંતાન પૂત્રના સંતાન, માતાની માંદગી, રાજ્યાભિષેક સ્વપ્ન, ગૂઢશાસ્ત્ર, વિશ્વાસ, કીર્તી, ભવિષ્યવેતા, અગમ ચેતી, સભા, વીમા વગેરે.

## (૧૦) રાજ્ય સ્થાનમાં.

ઢીંચણ.

રાજા, માન પ્રતિષ્ઠા, ખીતાબ, રાજ્ય, સત્તા–મોટી પદવી, નોકરી, વેપાર,

હુન્નર ઉદ્યોગ, ધંધો, ×પીતા, સાસુ, કોર્ટ દરબાર, વૃષ્ટી, ધર્મપુરૂષનું દ્રવ્ય, પ્રથમ ભાંડુનું મરણ, પ્રથમ સંતાનની માંદગી, કુવા, વાવ, તળાવ, મોળાઇ અગર મશીઆઇ ભાઇ વગેરે.

## (૧૧) લાભ સ્થાનમાં.

ઢીંચણુ નીચેનો ભાગ, ડાબો કાન.

લાભ, હાથી, ઘોડા, સૂવર્ણ, વસ્ત્રાલંકાર, રત્ન પાલખી, મકાન લાભ, સંતાન સુખ, પીતાનું દ્રવ્ય ભાઇનો ભાગ્યોદય અને લાંબી મુસાફરી, મંગળ-કાર્યો, ઇચ્છા, આશા, મન વાંછીત ચીજો. કીર્તી ચોથું સંતાન, પાંચમુ ભાંડુ, પ્રીયજન, સલાહકાર ખુશામતીયા, ધર્મપુરૂષના ભાંડુ, માતાનું અવસાન છોકરાની વહુ અથવા છોકરીનો વર, સાવકાં સંતાન વગેરે.

## (૧૨) વ્યય સ્થાનમાં.

પગના તળીયાં, ડાબી આંખ,

ખર્ચ, દાન, દંડ, કંગાલપણુ, ઠપકો, નુકશાન હાની, દીલગીરી, ભય ચીંતા, સંકટ જુલ્મ, બંધન, કેદ, છુટકારો, મહાવ્યાધી સ્ત્રીની માંદગી, માતાનું ભાગ્ય અને તેની લાંબી મુસાફરી, પ્રથમ ભાંડુનો ધંધો, સંતાનનું અવસાન, આપઘાત, ખુન, રાજ્ય ખટપટ, રાજ્યદ્રોહ, અને બળવો. કુટુંબ અને સામાનો વીરોધ સાવચેતી, માનસીક વ્યથા, ગુપ્ત ગુસ્સો, શત્રુની સ્ત્રી, કાકા, સહન સીલતા વગેરે.

---

× પાશ્ચિમાત્યો પીતા માટે ચોથા સ્થાનમાં જોવા જણાવે છે.

# પ્રકરણ ૬ ઠું.

## *દૃષ્ટિ.

સામાન્ય રીતે દરેક ગ્રહો પોતાનાથી ત્રીજા અને દસમા સ્થાને એકપાદ દૃષ્ટિથી, પાંચમા અને નવમા સ્થાને દ્વિપાદ દૃષ્ટિથી ચોથા અને આઠમા સ્થાને ત્રિપાદ દૃષ્ટિથી અને સાતમા સ્થાને સંપૂર્ણ દૃષ્ટિથી જુએ છે; તે ઉપરાંત શની ત્રીજે, અને દસમે, ગુરૂ નવમે અને પાંચમે, મંગળ ચોથે અને આઠમે સંપૂર્ણ દૃષ્ટિથી જુએ છે. બીજે, છઠ્ઠે, અગીયારમે તથા બારમે કોઇ ગ્રહ જોઇ શકતા નથી, ફક્ત રાહુ બારમે જોઈ શકે છે.

એકપાદ દૃષ્ટિ $\frac{1}{4}$, દ્વિપાદ દૃષ્ટિ $\frac{1}{2}$, ત્રીપાદ દૃષ્ટિ $\frac{3}{4}$ અને સંપૂર્ણ દૃષ્ટિ પુરેપુરૂ ફળ આપે છે.

### દૃષ્ટિ કોષ્ટક.

| સૂર્ય. | ચંદ્ર. | મંગળ. | બુધ. | ગુરૂ. | શુક્ર. | શની. | રાહુ. | કેતુ. | દૃષ્ટિ. |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૩–૧૦ | ૩–૧૦ | ૩–૧૦ | ૩–૧૦ | ૩–૧૦ | ૩–૧૦ | ૦ | ૩–૧૦ | ૩–૧૦ | એકપાદ. |
| ૫—૯ | ૫—૯ | ૫—૯ | ૫—૯ | ૦ | ૫—૯ | ૫—૯ | ૦ | ૫—૯ | દ્વિપાદ. |
| ૪—૮ | ૪—૮ | ૦ | ૪—૮ | ૪—૮ | ૪—૮ | ૪—૮ | ૪—૮ | ૪—૮ | ત્રિપાદ. |
| ૭ | ૭ | ૪–૭–૮ | ૭ | ૫–૭–૯ | ૭ | ૩–૭–૧૦ | ૫–૭–૯–૧૨ | ૭ | સંપૂર્ણ. |

દૃષ્ટિના ત્રણ ભેદ છે. ( ૧ ) મિત્ર દૃષ્ટિ, ( ૨ ) સમ દૃષ્ટિ, અને ( ૩ ) શત્રુ દૃષ્ટિ.

૧ મિત્ર દૃષ્ટિ—ગ્રહો એક બીજાથી ૩–૫–૯–૧૧ માં સ્થાને બેઠા હોય તો તેમની મિત્ર દૃષ્ટિ થાય છે.

૨ સમદૃષ્ટિ—ગ્રહો એક બીજાથી ૨–૬–૮–૧૨ માં સ્થાને બેઠા હોય તો તેમની સમદૃષ્ટિ થાય છે.

---

* પાશ્ચિમાત્યો દૃષ્ટા અને દૃશ્ય વચ્ચેનું અંતર રાશિમાં.

બે ગ્રહની ક્રાંતિના અંશોમાં એક અંશ સુધીનું અંતર હોય તો તે બે ગ્રહો સમ ક્રાંતિમાં ગણાય છે અને તે સંયોગના જેટલુંજ ફળ આપે છે.

૩ શત્રુ દૃષ્ટિ—ગ્રહો એક બીજાથી ૧-૪-૭-૧૦ સ્થાને બેઠા હોય તો તેમની શત્રુ દૃષ્ટિ થાય છે.

ન ગણતાં તેના અંશો કરીને તે ઉપરથી દૃષ્ટિ ન કરે છે અને અંશાતરને અનુસરી દૃષ્ટિના શુભ અશુભ ભેદ પાડે છે તે નીચે પ્રમાણે—

| અંશાંતર. | દૃષ્ટિનું નામ. | શુભ, અશુભ. |
|---|---|---|
| ૦ | સંયોગ | સંયોગ કરતા ગ્રહ અનુસાર |
| ૧૮૦ | પ્રતિયોગ | અશુભ |
| ૧૨૦ | ત્રિકોણ | શુભ |
| ૯૦ | કેન્દ્ર | અશુભ |
| ૬૦ | ષડંશ | શુભ |
| ૩૦ | દ્વાદસમાંશ | સ્વલ્પ શુભ |
| ૩૬ | દશમાંશ | સ્વલ્પ શુભ |
| ૪૫ | અર્ધકેન્દ્ર | સ્વલ્પ અશુભ |
| ૭૨ | પંચમાંશ | સ્વલ્પ શુભ |
| ૧૩૫ | સાર્ધકેન્દ્ર | સ્વલ્પ અશુભ |
| ૧૪૪ | દ્વિત્વપંચમાંશ | સ્વલ્પ શુભ |
| ૧૫૦ | રહિતદ્વાદશાંશ | સ્વલ્પ શુભ |



# પ્રકરણ ૭ મું.

## સામાન્ય પ્રશ્ન વિચાર, યોગ વિચાર અને એક કુંડલીથી ૭ પ્રશ્નનો નિર્ણય કરવાની રીત.

## સામાન્ય પ્રશ્ન વિચાર.

### લગ્ન ફળ.

પ્રશ્ન લગ્નનો સ્વામી શુભ ગ્રહ હોય તો યા લગ્નમાં શુભ ગ્રહનો વર્ગ ( નવાં શાદિ ) હોય, અથવા શિષોદય રાશી લગ્નમાં હોય તો કાર્ય સીદ્ધિ જાણુવી. અને એથી જો ઉલટુ હોય તો કાર્ય સીદ્ધ થતું નથી પણ મિશ્રીત સ્થીતિ હોય એટલે પાપ ગ્રહ અને શુભ ગ્રહ બંન્નેના વર્ગમાં લગ્ન હોય તો મુશ્કેલીથી કાર્ય સીદ્ધ થાય છે.

ચર લગ્ન હોય, સૂર્ય અને ચંદ્ર પણ ચર રાશિમાં હોય તો કાર્યની તત્કાળ સીદ્ધિ જાણુવી.

ચર લગ્ન હોય, સૂર્ય ચર રાશિમાં અને ચંદ્ર સ્થિર રાશિમાં હોય તો કાર્યની અસીદ્ધિ જાણુવી.

ચર લગ્ન હોય, સૂર્ય અને ચંદ્ર સ્થિર રાશિમાં હોય તો કાર્ય નાશ જણાવે છે.

ચર લગ્ન હોય સ્થિર રાશિમાં સૂર્ય અને ચર રાશિમા ચંદ્ર હોય તો તે ધન વગેરેનો લાભ જણાવે છે.

ચર લગ્ન હોય દ્વિસ્વભાવ રાશિમાં સૂર્ય અને ચર રાશિમાં ચંદ્ર હોય તો તે બંધન, કલેશ અને ભય જણાવે છે.

ચર લગ્ન હોય, સૂર્ય અને ચંદ્ર બંન્ને દ્વિસ્વભાવ રાશિમાં હોય તો તે બંધન, ધન નાશ અને માનસિક ચિંતા જણાવે છે.

ચર લગ્ન હોય, સ્થિર રાશિમાં સૂર્ય અને દ્વિ સ્વભાવ રાશિમાં ચંદ્ર હોય તો કાર્ય સીદ્ધિની આશા રાખવી નહી.

ચર લગ્ન હોય, દ્વિ સ્વભાવ રાશિમાં સૂર્ય અને સ્થિર રાશિમાં ચંદ્ર હોય તો તે કાર્યની અસીધ્ધિ જણાવે છે.

ચર લગ્ન હોય, ચર રાશિમાં સૂર્ય અને દ્વિસ્વભાવ રાશિમાં ચંદ્ર હોય તો તે સુખ, સિદ્ધિ, પુત્ર તથા ધનની વૃધ્ધિ જણાવે છે.

સ્થિર લગ્ન હોય, સૂર્ય અને ચંદ્ર બંન્ને દ્વિસ્વભાવ રાશિમાં હોય તો તે જય, સીધ્ધિ, અને સુખ જણાવે છે.

સ્થિર લગ્ન હોય, દ્વિસ્વભાવ રાશિમાં સૂર્ય અને ચર રાશિમાં ચંદ્ર હોય તો તે ક્લેશ, માનસિક ચિંતા અને ધન હાની જણાવે છે.

સ્થિર લગ્ન હોય, ચર રાશિમાં સૂર્ય અને સ્થિર રાશિમાં ચંદ્ર હોય તો તે મિત્ર, બંધુ અને સ્ત્રી સુખમાં અંતરાય જણાવે છે.

સ્થિર લગ્ન હોય, ચર રાશિમાં સૂર્ય અને દ્વિસ્વભાવ રાશિમાં ચંદ્ર હોય તો તે સુખ, સીધ્ધિ અને ધન લાભ જણાવે છે.

સ્થિર લગ્ન હોય, સૂર્ય અને ચંદ્ર બંન્ને સ્થિર રાશિમાં હોય તો તે રાજ્ય લાભ, ધન લાભ અને જય જણાવે છે.

સ્થિર લગ્ન હોય, સ્થિર રાશિમાં સૂર્ય અને દ્વિસ્વભાવ રાશિમાં ચંદ્ર હોય તો તે ઢોર હાનિ રોગ અને ક્લેશ જણાવે છે.

દ્વિસ્વભાવ લગ્ન હોય, દ્વિસ્વભાવ રાશિમાં સૂર્ય અને ચર રાશિમાં ચંદ્ર હોય તો તે ભૂમિ લાભ, અને કુટુંબ સુખ જણાવે છે.

દ્વિસ્વભાવ લગ્ન હોય, ચર રાશિમાં સૂર્ય અને દ્વિસ્વભાવ રાશિમાં ચંદ્ર હોય તો તે સંતાન વિદ્યા અને ધન સુખ જણાવે છે.

દ્વિસ્વભાવ લગ્ન હોય, સ્થિર રાશિમાં સૂર્ય અને દ્વિસ્વભાવ રાશિમાં ચંદ્ર હોય તો તે સંતાન સુખનો નાશ જણાવે છે.

દ્વિસ્વભાવ લગ્ન હોય, ચર રાશિમાં ચંદ્ર અને સ્થિર રાશિમાં સૂર્ય હોય તો તે ઇચ્છીત કાર્યની સીદ્ધિ જણાવે છે.

દ્વિસ્વભાવ લગ્ન હોય, ચર રાશિમાં સૂર્ય અને સ્થિર રાશિમાં ચંદ્ર હોય તો તે યશ અને સંપત્તીનો લાભ જણાવે છે.

દ્વિસ્વભાવ લગ્ન હોય, સ્થિર રાશિમાં સૂર્ય, અને ચંદ્ર બંન્ને હોય તો તે કાર્યની સીધ્ધિ અને લાભ જણાવે છે.

દ્વિસ્વભાવ લગ્ન હોય, દ્વિસ્વભાવ રાશિમાં સૂર્ય અને ચંદ્ર બંન્ને હોય તો તે હાનિ અને ઉદ્વગ જણાવે છે.

લગ્ન ઉપરથી જે પ્રમાણે ફળ જોવાય છે તે પ્રમાણે ચંદ્ર ઉપરથી પણ સમજવું. પણ તેમાં જે બળવાન હોય તેને અનુસરી નિર્ણય કરવો.

## ભાવફળ.

કેન્દ્ર અને ત્રિકોણમાં શુભ ગ્રહ હોય તો તે કાર્ય સિધ્ધિ કરનારા છે.

જે ભાવનો સ્વામી કેન્દ્ર અગર ત્રિકોણ સ્થાનમાં હોઈ શુભ ગ્રહથી દ્દષ્ટ હોય તે ભાવનું શુભ ફળ જાણવું.

જે ભાવનો સ્વામી પોતાના ભાવથી કેન્દ્ર અગર ત્રિકોણમાં તે ભાવના (કેન્દ્ર અગર ત્રિકોણના) સ્વામી અને શુભ ગ્રહોથી યુક્ત કે દ્રષ્ટ હોય અને પાપ ગ્રહથી યુક્ત તેમજ દ્દષ્ટ ન હોય તે ભાવનું શુભ ફળ જાણવું જો શુભ ગ્રહ સાથે પાપ ગ્રહ હોય તો શુભ ફળમાં ન્યૂનતા જાણવી.

જે ભાવ શુભ ગ્રહથી યુક્ત યા દ્દષ્ટ હોય તે ભાવનું શુભ ફળ જાણવું અને પાપ ગ્રહથી યુક્ત અગર દ્દષ્ટ હોય તે ભાવનું શુભ ફળ જાણવું નહીં.

નીચેનો અગર શત્રુની રાશિનો ગ્રહ જે ભાવમાં રહ્યો હોય તે ભાવનું શુભ ફળ જાણવું નહીં. મૂળ ત્રિકોણના ઉચ્ચના, મિત્રની રાશિના, અને સ્વગ્રહી ગ્રહ શુભ અગર પાપ ગમે તે હોય તોપણ તેઓ જે ભાવમાં રહ્યા હોય તે ભાવનું શુભ ફળ જાણવું.

જે ભાવથી ૧૨, ૨, કે ૭ મા ભાવે શુભ ગ્રહ હોય તે ભાવનું શુભ ફળ જાણવું અને પાપ ગ્રહ હોય તો શુભ ફળ જાણવું નહીં.

જે ભાવમાં ૨–૩–કે ૧૧ મા ભાવના સ્વામીની રાશિ હોય તે ભાવનું શુભ ફળ જાણવું.

જે ભાવનો સ્વામી પોતાના ભાવથી અગર લગ્નથી ૬, ૮ કે ૧૨ મા સ્થાને પાપ ગ્રહ થઈ રહ્યો હોય, અગર નિચનો, શત્રુની રાશિનો, નિર્બળ, કે અસ્તનો હોય અને શુભ ગ્રહથી યુક્ત કે દ્દષ્ટ ન હોય તે ભાવનું અશુભ ફળ જાણવું પણ શુભ ગ્રહ હોય તો તે ભાવનું કાંઇ પણ (શુભ યા અશુભ) ફળ જાણવું નહીં.

જે ભાવમાં ૬, ૮ કે ૧૨ મા ભાવનો સ્વામી પાપ ગ્રહ થઈ રહ્યો હોય તે ભાવનું શુભ ફળ જાણવું નહીં પણ તે ભાવ પર જો શુભ ગ્રહની દૃષ્ટિ હોય તો તે શુભ ફળદાયી છે.

જે ભાવનો સ્વામી જે રાશિમાં હોય તે રાશિનો સ્વામી ૬–૮ કે ૧૨ મે હોય તો તે ભાવનું અશુભ ફળ જાણવું પણ તે રાશિનો સ્વામી ઉચ્ચનો મિત્રના ઘરનો, કે સ્વગ્રહી હોય તો તે ભાવનું શુભ ફળ જાણવું.

જે ભાવનો સ્વામી મિત્ર કે ઉચ્ચની રાશિમાં હોય તે ભાવનું શુભ ફળ

જાણવું પણ તે જે રાશિમાં બેઠો હોય તે રાશિનો સ્વામી અસ્તનો શત્રુની રાશિનો કે નીચનો ન હોવો જોઇએ.

## શુભ ગ્રહ ફળ.

પ્રશ્ન સમયે સંપૂર્ણ શુભ ગ્રહ પુરૂષ રાશિમાં હોય તો તે પ્રશ્ન કરનારને સર્વ સુખ આપવાવાળા છે પણ તે બારમા, આઠમા સ્થાનમાં હોય તો માન અને મન વાંછિત ફળનો નાશ કર્તા અને ભય દાતા થાય છે.

## દૃષ્ટિ ફળ.

પ્રશ્ન લગ્નથી ૨, ૩, ૬, ૭, ૧૦ કે ૧૧ મા સ્થાનમાં ચંદ્ર હોય અને તે સૂર્ય, ગુરૂથી દૃષ્ટ હોય તો સ્ત્રી પક્ષથી શુભ ફળ થાય છે. તથા ચોથા સ્થાનમાં ચંદ્ર અને દશમા સ્થાનમાં ગુરૂ હોય તો ગુરૂજન એટલે પિતા ગુરૂ વગેરેથી સુખ મળે છે; જો એ સ્થાનોમાં પાપ ગ્રહ હોય તો ગુરૂજનને પીડા જાણવી. પૂર્ણચંદ્ર ગુરૂથી યુક્ત પૂર્ણ દૃષ્ટિથી જે જે ભાવને જુએ તેને ભાવનું શુભ ફળ આપે છે.

## ગુરૂ ચંદ્ર યોગ ફળ.

પ્રશ્ન લગ્ને ગુરૂ હોય અને તેને ચંદ્ર જોતો હોય, અથવા પૂર્ણચંદ્ર લગ્ને હોય અને તે ગુરૂથી દૃષ્ટ હોય તો કાર્ય સીધ્ધિ થાય છે.

## કાર્યની સીદ્ધિ અસીદ્ધિ.

લગ્નેશ લગ્નને અને કાર્યેશ કાર્ય સ્થાનને જોતા હોય, કાર્યેશ લગ્નમાં હોય અગર લગ્નેશ તે જોતો હોય તો કાર્ય સીધ્ધિ જાણવી.

લગ્નેશ અને કાર્યેશ કાર્યસ્થાનમાં ચંદ્રની સાથે હોય તો તત્કાળ કાર્ય સીધ્ધ થાય છે; લગ્નેશ અને કાર્યેશ શુભ ગ્રહથી દૃષ્ટ હોય તોપણ તત્કાળ કાર્ય સીધ્ધ જાણવી. અને પાપગ્રહ અથવા શત્રુગ્રહથી એ બંન્ને દૃષ્ટ અથવા બળહીન હોય તો સ્વલ્પ કાર્ય સિધ્ધિ જાણવી.

કાર્યેશ× લગ્ન કે લગ્નેશને ન જોતો હોય તો કાર્યનો નાશ જાણવો.

લગ્નેશ અને કાર્યેશ લગ્નમાં અથવા કાર્યસ્થાનમાં અથવા એક દ્રેષ્કાણમાં હોય તો કાર્ય સીદ્ધિ જાણવી.

લગ્ન યા કાર્યસ્થાનપર ચાર શુભ ગ્રહની દૃષ્ટિ હોય તો સંપૂર્ણ કાર્ય

× સપ્તમેશ.

સિદ્ધિ જાણવી, અથવા બે કે ત્રણ શુભ ગ્રહ તથા પોતાના સ્વામીની દૃષ્ટિ હોય તો ½ કાર્ય સિદ્ધિ જાણવી, તેમજ કાર્યસ્થાન એક શુભ ગ્રહ અથવા પોતાના સ્વામીથી દૃષ્ટ હોય તો ¼ કાર્ય સીદ્ધિ જાણવી.

લગ્ન—કાર્યસ્થાન શુભ ગ્રહથી યુક્ત હોય અને લગ્નથી દૃષ્ટ હોય તો ¾ કાર્ય સીદ્ધિ જાણવી, જો લગ્નેશ કાર્યેશ બળવાન હોઇ ઉદયના હોય તો કાર્ય સીદ્ધિ જાણવી.

લગ્નેશ અને કાર્યેશ પોતપોતાના સ્થાનમાં હોય અથવા કાર્યેશ લગ્નમાં અને લગ્નેશ કાર્યસ્થાનમાં હોય તો ઈચ્છિત કાર્યની સીદ્ધિ જાણવી. જો આ યોગોમાં બંન્ને ગ્રહ ( લગ્નેશ અને કાર્યેશ ) ચંદ્રથી દૃષ્ટ હોય તો ઘણી સારી રીતે કાર્ય સીદ્ધિ જાણવી.

લગ્નેશ અથવા ચંદ્ર કેન્દ્રમાં બળવાન થઈ રહ્યા હોય કે શુભગ્રહથી દૃષ્ટ હોય તો કાર્યની સીદ્ધિ જાણવી.

લગ્ન સ્વામી અથવા ચંદ્ર આપોકિલમ સ્થાનમાં હોય, કે પાપ ગ્રહથી દૃષ્ટ હોય તો તે કાર્યની સીદ્ધિ થતી નથી.

લગ્ને બુધ, ગુરૂ, શુક્ર કે પૂર્ણ ચંદ્ર, અગર તેમનો વર્ગ હોય અગર શિર્ષોદય રાશિ હોય તો પ્રશ્ન કાર્યની સીદ્ધિ જાણવી.

લગ્ને પાપગ્રહ અગર તેમનો વર્ગ હોય અગર પૃષ્ટોદય રાશિ હોય તો કાર્યની અસીદ્ધિ જાણવી.

લગ્ને શુભ ગ્રહ અને પાપ ગ્રહ બંન્ને અગર તેમનો વર્ગ હોય, અગર ઉભયોદય રાશિ હોય, અગર શિર્ષોદય રાશિનું લગ્ન પાપ ગ્રહ કે પાપ ગ્રહના વર્ગોથી યુકત હોય અગર પૃષ્ટોદય રાશિનું લગ્ન શુભ ગ્રહ કે શુભ ગ્રહના વર્ગથી યુકત હોય તો મુશ્કેલીથી કાર્ય સીદ્ધિ થાય છે.

લગ્નેશ લગ્નને અને દસમેશ દસમા સ્થાનને જોતો હોય તો કાર્ય સીદ્ધિ જાણવી.

જે દીવસે ચંદ્ર દશમા સ્થાને આવે તે દીવસે કાર્ય સીદ્ધિ થશે એમ જાણવું.

---

# પ્રકરણ ૮ મું.

## એક લગ્નથી છ પ્રશ્નનો નિર્ણય કરવાની રીત.

જો પ્રશ્ન કર્તા એક લગ્નમાં અનેક પ્રશ્ન કરે તો જ્યોતિષીએ તત્કાળ લગ્નથી પહેલા પ્રશ્નનો, ચંદ્ર જે રાશીમાં બેઠો હોય તે રાશીનું લગ્ન કલ્પી બીજા પ્રશ્નનો, સૂર્ય જે રાશીમાં હોય તે રાશીનું લગ્ન કલ્પી ત્રીજા પ્રશ્નનો, અને ગુરૂ, જે રાશીમાં હોય તે રાશીનું લગ્ન કલ્પી ચોથા પ્રશ્નનો નિર્ણય કરવો; પણ ગુરૂ નીચનો કે અસ્તનો ન હોવો જોઇએ. જો ગુરૂ નીચનો કે અસ્તનો હોય તો જે રાશીમાં વક્રી ગ્રહ હોય, તે રાશીનું લગ્ન કલ્પી નિર્ણય કરવો. જે રાશીમાં બુધ, શુક્ર, અને મંગળમાંનો કોઈ ગ્રહ બળવાન થઇને બેઠો હોય તે રાશીનું લગ્ન કલ્પી પાંચમા પ્રશ્નનો, અને શની જે રાશીમાં હોય તે રાશીનું લગ્ન કલ્પી છઠ્ઠા પ્રશ્નનો નિર્ણય કરવો; પણ શની નિર્બળ ન હોવો જોઇએ જો નિર્બળ હોય તો બુધ, શુક્ર અને મંગળમાંના વધુ બળવાન ગ્રહની રાશી છોડી દઈ તેનાથી ઓછા બળવાળો ગ્રહ જે રાશીમાં હોય તે રાશિનું, લગ્ન કલ્પી છઠ્ઠા પ્રશ્નનો નિર્ણય કરવો.



# પ્રકરણ ૯ મું.

## યોગ વિચાર.

**પ્રશ્ન ઉપરથી ફળ જાણવા માટે સોળ યોગો ખાસ ઉપયોગના છે. તેનાં નામ નીચે પ્રમાણેઃ—**

( ૧ ) ઇક્કવાલ. ( ૨ ) ઇંદુવાર. ( ૩ ) ઇત્થશાલ. ( ૪ ) ઇસરાફ. (૫) નક્ત. ( ૬ ) યમયા. ( ૭ ) મણઉ. ( ૮ ) કંબુલ. ( ૯ ) ગૈરિ. (૧૦) ગૈરિ કંબુલ. (૧૧) રદ્દ. (૧૨) દુઃફાલિકુત્થ. (૧૩) દુત્થોત્થદબીર. (૧૪) તંબીર. (૧૫) કુત્થ અને (૧૬) દુરફ.

### ( ૧ ) ઇક્કવાલ યોગ.

કોઇપણ ગ્રહ આપો કિલમ ( ૩–૬–૯–૧૨ ) સ્થાનમાં ન હોય પણ તે શિવાયના ગમે તે સ્થાનમાં હોય તો ઇક્કવાલ યોગ થાય છે. આ યોગ થાય તો રાજદ્વારથી લાભ અને રિષ્ટ યોગનો ભંગ થાય છે.

### ( ૨ ) ઇંદુ વાર યોગ.

ઇક્કવાલથી ઉલટા યોગને ઇંદુ વાર યોગ કહે છે એટલે કોઇપણ ગ્રહ આપો કિલમ ( ૩–૬–૯–૧૨ ) સ્થાન શિવાયના સ્થાનમાં ન હોય તો ઇંદુવાર યોગ થાય છે આ યોગનું ફળ સારૂં નથી.

### +( ૩ ) ઇત્થશાલ યોગ.

ઇત્થશાલ યોગ બે ગ્રહથી થાય છે. જે બે ગ્રહનો ઇત્થશાલ યોગ જોવો હોય તેમાંના શીઘ્ર ગ્રહના અંશમાં તેના દિપ્તાંશા ઉમેરતાં જેટલા અંશ થાય તેટલાની અંદર મંદગ્રહના અંશ હોય તેમજ મંદગ્રહના અંશમાંથી તેના દિપ્તાંશા બાદ કરતાં રહેલા અંશની અંદર શીઘ્ર ગ્રહના અંશ હોય અને બંન્ને ગ્રહો પરસ્પર દૃષ્ટ હોય તો ઇત્થશાલ યોગ થાય છે.

દરેક ગ્રહ પોતાના અંશથી પોતાના દિપ્તાંશા જેટલા અંશ આગળ તથા પાછળ રહેલા ગ્રહને પોતાના તેજમાં લે છે દરેક ગ્રહના દિપ્તાંશા નીચે પ્રમાણે છે.

---

+ ઇત્થશાલાદિ યોગમાં જે બે ગ્રહનો યોગ જોવો હોય તે બેમાં વધારે ગતિવાળો શીઘ્ર ગ્રહ અને ઓછી ગતિવાળો મંદ ગ્રહ જાણવો.

| સૂર્ય. | ચંદ્ર. | મંગળ. | બુધ. | ગુરૂ. | શુક્ર. | શની. | રાહુ. |
|---|---|---|---|---|---|---|---|
| ૧૫ | ૧૨ | ૮ | ૭ | ૯ | ૭ | ૯ | ૧૨ |

શીઘ્ર ગ્રહ પોતાના અંશથી પોતાના દિપ્તાંશા જેટલા અંશ આગળના મંદ ગ્રહને પોતાના તેજમાં લઈ શકે છે.

તેમજ મંદ ગ્રહ પોતાના અંશથી પોતાના દિપ્તાંશા જેટલા અંશ પાછળના શીઘ્ર ગ્રહને પોતાના તેજમાં લઇ શકે છે. બે ગ્રહ પરસ્પર એક બીજાને તેજમા લે અને તેઓ પરસ્પર એક બીજાને જુએ તો ઈત્થશાલાદિ યોગ થાય.

ઈત્થશાલ યોગના મુખ્ય ત્રણ પ્રકાર છે. ( ૧ ) વર્તમાન. ( ૨ ) ભૂત અને ( ૩ ) ભવિષ્ય.

## ( ૧ ) વર્તમાન ઈત્થશાલ યોગ.

વર્તમાન ઈત્થશાલ યોગ ત્રણ પ્રકારે થાય છે તે નીચે પ્રમાણેઃ—

( ૧ ) શીઘ્રગ્રહ ઓછા અંશનો અને મંદગ્રહ વધારે અંશનો હોય તો અને તે બંન્ને પરસ્પર એક બીજાને પોતાના તેજમાં લેતા હોય તેમજ જોતા પણ હોય તો વર્તમાન ઈત્થશાલ યોગ થયો જાણવો.

( ૨ ) શીઘ્રગ્રહ કોઈપણ રાશિના વધારે અંશોનો અને મંદગ્રહ કોઇપણ રાશિના ઓછા અંશનો હોય અને તે બંન્ને પરસ્પર એક બીજાને પોતાના તેજમાં લેતા હોય પણ પરસ્પર દષ્ટ ન હોય અને શીઘ્રગ્રહ થોડા વખતમાં પોતાની રાશિ બદલતો હોય અને શીઘ્રગ્રહની રાશિ બદલાયા પછી બંન્ને ગ્રહો પરસ્પર જોતા હોય તો વર્તમાન ઇત્થશાલ યોગ થયો જાણવો.

( ૩ ) મંદગ્રહની કળા વિકળા કરતાં શીઘ્રગ્રહની કળા વિકળા થોડી હોય અને અંશ લગભગ બંન્નેના સરખા હોય અને તે બંન્ને પરસ્પર એક બીજાને જોતા હોય તો વર્તમાન ઇત્થશાલ યોગ થયો જાણવો.

## ( ૨ ) ભૂત ઇત્થશાલ યોગ.

વર્તમાન ઇત્થશાલ યોગ થયો હોય અને લગ્નેશ યા કાર્યેશ ઉચ્ચ, સ્વગ્રહી, પોતાની હદ્દા કે નવમાંશમાં હોઈ તેઓ શુભ ગ્રહથી યુકત વા દષ્ટ

( શુભ ગ્રહની પ્રશ્ન સમયે દૃષ્ટિ ન હોય પણ થોડા વખતપર દૃષ્ટિ થઈ ગઇ હોય તો પણ ) હોય તો ભૂત ઇત્થશાલ યોગ થયો જાણવો.

## ( ૩ ) ભવિષ્ય ઇત્થશાલ યોગ.

ભૂત ઇત્થશાલ યોગમાં જણાવ્યા પ્રમાણે લગ્નેશ અને કાર્યેશ ઉચ્ચાદિમાં હોઈ ઇત્થશાલ કરતા હોય અને લગ્નેશ અને કાર્યેશ થોડા વખત પછી શુભ ગ્રહથી યુક્ત કે દૃષ્ટ થવાના હોય તો ભવિષ્ય ઇત્થશાલ યોગ થાય છે.

બન્ને ગ્રહો પરસ્પર દૃષ્ટ હોય પણ એક બીજાને પરસ્પર તેજમાં લેવા વધારેમાં વધારે ૧૨ અંશનું અંતર રહેતું હોય તો ભવિષ્ય ઇત્થશાલ યોગ થાયછે.

ઉપર જણાવ્યા પ્રમાણેના ત્રણે પ્રકારના ઇત્થશાલ યોગો ઇચ્છિત ફળ આપનારા છે. વર્તમાન ઇત્થશાલ યોગનું ફળ ચાલુ સમયમાં મળે છે. ભૂત ઇત્થશાલ યોગનું ફળ મળી ગયું હોય છે અને ભવિષ્ય ઇત્થશાલ યોગનું ફળ હવે પછી મળે છે.

લગ્ન અને કાર્યના સ્વામીનો ઇત્થશાલ યોગ થાય તો કાર્ય સિદ્ધિ જાણવી.

ઇત્થશાલ કરનાર ગ્રહો અને તેના મિત્ર ગ્રહો જે ભાવમાં હોય તે ભાવ પોતાના સ્વામી કે શુભ ગ્રહથી યુક્ત વા દૃષ્ટ હોય તો બળવાન ઇત્થશાલ જાણવો. વળી મિત્ર દૃષ્ટિ હોય તો વધુ બળવાન થયો જાણવો.

લગ્નેશ અને કાર્યેશના અંશોના તફાવતને ૧૨ થી ગુણતાં જે સંખ્યા થાય તેટલા દીવસમાં ઇત્થશાલ યોગનું ફળ મળે.

ઇત્થશાલ કરનાર લગ્નેશ અને કાર્યેશ બન્ને નીચના શત્રુની રાશિના, શત્રુની હદ્દા કે નવમાંશના, કે પાપ ગ્રહની રાશિના હોઈ તેઓ પાપ ગ્રહથી યુક્ત કે દૃષ્ટ હોય તો ઇચ્છિત કાર્યનો નાશ જાણવો.

ઇત્થશાલ યોગ થયો હોય પણ તે સાથે જો મણ ઉદ્યોગ થાય તો પણ કાર્યનો નાશ જાણવો.

## ( ૪ ) ઇસરાફ યોગ.

શીઘ્ર ગ્રહ મંદ ગ્રહની આગળ હોય અને મંદ ગ્રહના અંશથી શીઘ્ર ગ્રહના અંશ સુધી ૧ થી ૧૨ સુધી અંતર હોય તો ઇસરાફ યોગ થાય છે તેમાં ગ્રહોના દિપ્તાંશો ઓછા હોય તેથી કાંઈ હરકત આવતી નથી પણ સૂર્ય ૧૫ અંશ સુધી આગળ હોય તો પણ ઇસરાફ યોગ થાય છે. શીઘ્ર ગ્રહ અને મંદ ગ્રહ સરખા અંશના હોય તો ઇસરાફ યોગ થાય નહીં.

આ યોગ ઇત્થશાલથી ઉલટો છે અને તેનું ફળ સારૂં નથી.

## ( ૫ ) નક્ત યોગ.

લગ્નેશ અને કાર્યેશ એક બીજાને ઈત્થશાલ યોગ માફક તેજમાં લેતા હોય પણ તેઓની પરસ્પર દૃષ્ટિ ન હોય અને એ બે ગ્રહની વચ્ચે ( એક ગ્રહના અંશથી બીજા ગ્રહના અંશ સુધીના ગમે તે અંશનો કોઈપણ સ્થાને ) તેમના કરતાં શીઘ્ર એક ત્રીજો ગ્રહ આવ્યો હોય અને તે ત્રીજો ગ્રહ લગ્નેશ અને કાર્યેશને જોતો હોય તથા તેમની સાથે ઇત્થશાલ યોગ કરતો હોય અગર બેમાંના મંદ ગ્રહ સાથે ઈત્થિશાલ અને શીઘ્ર ગ્રહ સાથે ઈસરાફ યોગ કરતો હોય તો નકત યોગ થયો જાણવો.

આ યોગ થયો હોય તો કોઈ ત્રીજી વ્યકિતની મદદથી કાર્ય સીદ્ધિ જાણવી. આ યોગ કરનારા ગ્રહો પૈકી ત્રીજો ગ્રહ બાકીના બે પૈકી પોતાથી વધારે અંશવાળા ગ્રહના અંશનો જ્યારે થાય ત્યારે આ યોગનું ફળ મળશે.

## ( ૬ ) યમયા યોગ.

નક્ત યોગની માફકજ યમયા યોગ થાય છે પણ નક્ત યોગમાં લગ્નેશ અને કાર્યેશની વચમાં શીઘ્ર ગ્રહ આવે છે તેને બદલે આ યોગમાં મંદ ગ્રહ આવવો જોઇએ. આ યોગનું ફળ નક્ત યોગ પ્રમાણે સમજવું.

## ( ૭ ) મણઉ યોગ.

મણઉ યોગ ત્રણ પ્રકારે થાય છે તે નીચે પ્રમાણે :—

(૧) ઈત્થશાલ કર્તા બે ગ્રહમાંના મંદ ગ્રહની સાથે શની યા મંગળ પણ ઈત્થશાલ કરે અને શત્રુ દૃષ્ટિથી તેમને જુએ તો મણઉ યોગ થાય.

(૨) ઈત્થશાલ કર્તા બે ગ્રહમાંના શીઘ્ર ગ્રહ સાથે શની કે મંગળ ઈત્થશાલ યા ઇશરાફ યોગ કરે અને શત્રુ દૃષ્ટિથી તેમને જુએ તો મણઉ યોગ થાય.

(૩) શની યા મંગળ ઈત્થશાલ કર્તા બે ગ્રહમાંના કોઇ પણ ગ્રહની સાથે હોઈ પોતે જેની સાથે હોય તેની સાથે યા ઈત્થશાલ કર્તા બન્ને ગ્રહ સાથે ઈત્થશાલ યા ઈસરાફ યોગ કરે તો મણઉ યોગ થાય છે.

આ યોગનું ફળ સારૂં નથી. આ યોગ થયો હોય તો ઈત્થશાલ યોગનું શુભ ફળ પણ મળતું નથી.

## ( ૮ ) કંબુલ યોગ.

લગ્નેશ અને કાર્યેશ ઈત્થશાલ કરતા હોય અને એ બન્નેની સાથે ચંદ્ર ઈત્થશાલ યોગ કરે તો કંબુલ યોગ થાય છે.

આ યોગ લગ્નેશ કાર્યેશ અને ચંદ્રથી થાય છે તેમાં મંદ ગ્રહ ઉત્તમ અધિકારનો થઈને મધ્યમ તથા સમ અધિકારના ગ્રહ ( શિઘ્ર ) સાથે ઇત્થશાલ કરે તો આ યોગનું શુભ ફળ જાણવું પણ અધમ અધિકારના તથા શીઘ્ર ગ્રહ સાથે ઉત્તમ અધિકારનો મંદ ગ્રહ ઇત્થશાલ કરે તો આ યોગનું શુભ ફળ જાણવું નહી. બન્ને ઉત્તમ અધિકારના હોય તો શ્રેષ્ટ ફળ જાણવું. ગ્રહોના અધિકાર નીચે પ્રમાણે છે:—

(૧) ઉચ્ચના અને સ્વગ્રહી ગ્રહ ઉત્તમ અધિકારના જાણવા.

(૨) પોતાના હદ્દા, દ્રેષ્કાંણ, નવમાંશ, ચાત્રૈરાશિકમાંના ગ્રહ મધ્યમ અધિકારના જાણવા.

(૩) મિત્ર કે સમ ગ્રહની રાશિમાં રહેલા ગ્રહ સમ અધિકારના જાણવા.

(૪) નીચનાં અને શત્રુની રાશિના ગ્રહ અધમ અધિકારના જાણવા.

કંબુલ યોગ થયો હોય પણ ખાલાસ યોગ થાય તો કંબુલ યોગનું શુભ ફળ મળતું નથી.

## ( ૯ ) ગૈરિ કંબુલ યોગ.

ઉપર કંબુલ યોગમાં જે ચાર અધિકાર જણાવ્યા તેમાંના સમ અધિકાર શિવાયના બીજા કોઈ પણ અધિકારનો ન હોય તેમજ પાપ કે શુભ ગ્રહોથી દ્દષ્ટ ન હોય તે ગ્રહ શૂન્ય માર્ગી જાણવો.

શૂન્ય માર્ગી અને રાશિના અંતમાં રહેલો ચંદ્ર લગ્નેશ અને કાર્યેશ ( જેમનો ઇત્થશાલ યોગ થયો હોય ) એમાંથી કોઈની પણ સાથે ઇત્થશાલ કરતો ન હોય પણ પોતાની રાશિની પછીની રાશિમાં કોઈ ઉચ્ચ અધિકારવાળો ગ્રહ હોય તેની સાથે પોતાની રાશિમાંથી નીકળી પછીની રાશિમાં ઇત્થશાલ કરે એવો સંભવ હોય તો ગૈરિ કંબુલ યોગ થાય છે. આ યોગમાં ચંદ્ર સાથે ઇત્થશાલ કરનાર ગ્રહ જેવા અધિકારનો હોય તેનું ફળ મળે છે.

## (૧૦) ખલ્લાસર યોગ.

ઇત્થશાલ યોગ કરતા હોય તે લગ્નેશ અને કાર્યેશમાંના કોઈની પણ સાથે શૂન્ય માર્ગી ચંદ્ર યુક્ત ન હોય કે ઇત્થશાલ કરતો ન હોય તેમજ એ ગ્રહોથી ચંદ્ર દ્દષ્ટ ન હોય તો ખલ્લાસર યોગ થાય છે.

આ યોગ થવાથી કંબુલ યોગથી થતું શુભ ફળ મળતું નથી.

## (૧૧) રદ્દ યોગ.

અસ્તનો, નીચનો, શત્રુની રાશીનો, વક્રી કે તેજ વગરનો ગ્રહ કોઈ ગ્રહની સાથે ઇત્થશાલ કરે તો રદ્દ યોગ થાય છે. આ યોગ થાય તો કાર્ય

સીદ્ધિ થતી નથી. ઉપર પ્રમાણેનો ગ્રહ કેન્દ્ર (૧-૪-૭-૧૦) માં રહી—આપો કિલમ ( ૩-૬-૧૨-૯ ) સ્થાનમાં રહેલા ગ્રહ સાથે ઇત્થશાલ કરે અને શીઘ્ર ગ્રહ કેન્દ્રમાં અને મંદ ગ્રહ આપો કિલમમાં હોય તો પ્રથમ કાર્યની સીદ્ધિ અને પછીથી નાશ જાણવો.

ઉપર પ્રમાણેનો ગ્રહ આપો કિલમ સ્થાનમાં રહી કેન્દ્રમાં રહેલા ગ્રહ સાથે ઇત્થશાલ કરે અને શીઘ્ર ગ્રહ આપો કિલમમાં અને મંદ ગ્રહ કેન્દ્રમાં હોય તો પહેલાં કાર્યનો નાશ જાણવો પણ પાછળથી કાર્ય સીદ્ધ થાય.

## (૧૨) દુઃફાલી કુત્થ યોગ.

ઉત્તમ અધિકારનો મંદ ગ્રહ ઉત્તમ, મધ્યમ યા સમ અધિકારના શીઘ્ર ગ્રહ સાથે ઇત્થશાલ કરે તો શુભ ફળ જાણવું પણ અધમ અધિકારના કે નિર્બળ શીઘ્ર ગ્રહ સાથે ઇત્થશાલ કરે તો શુભ ફળ જાણવું નહી. આ યોગ દુઃફાલી કુત્થ કહેવાય છે.

## (૧૩) દુત્થોત્થ દબીર યોગ.

લગ્નેશ અને કાર્યેશ નિર્બળ હોઇને ઇત્થશાલ યોગ કરતા હોય અને તે બેની અગર એકની સાથે કોઈ એક ઉત્તમ અધિકારનો યા બે ઉત્તમ અગર મધ્યમ અધિકારના ગ્રહ ઇત્થશાલ કરે તો દુત્થોત્થ દબીર યોગ થાય છે. આ યોગ થાય તો બીજાની મદદથી કાર્ય સીદ્ધિ જાણવી.

## (૧૪) તંબીર યોગ.

જેનો ઇત્થશાલ યોગ થયો નથી એવા લગ્નેશ અને કાર્યેશમાંનો એક ગ્રહ બળવાન અને રાશિના અંતમાં હોય અને તે થોડા વખતમાં આગળની રાશિમાં બીજો કોઇ ઉત્તમ અધિકારનો ગ્રહ હોય તેની સાથે ઇત્થશાલ કરવાનો હોય તો તંબીર યોગ થાય છે. આ યોગનું જ્યારે ઇત્થશાલ યોગ થાય છે ત્યારે શુભ ફળ મળે છે.

## (૧૫) કુત્થ યોગ.

કુન્ડલીમાં બળવાન ગ્રહો હોય તો કુત્થ યોગ થયો કહેવાય છે. સૌથી વધારે બળવાન ગ્રહથી કુત્થ યોગ થયો સમજવો.

## (૧૬) દુરફ યોગ.

કુન્ડલીમાં નિર્બળ ગ્રહો હોય તો દુરફ યોગ થાય છે. સર્વથી વધારે નિર્બળ ગ્રહથી દુરફ યોગ થયો જાણવો.

---

# પ્રકરણ ૧૦ મું.

## અંગત લાભ વગેરે.

### ( ૧ ) ભાગ્યોદય ક્યાં થશે ?

ચર લગ્ન હોય, લગ્ન સ્વામી ચર રાશિમાં હોય અને લગ્ન અને લગ્નેશ ચર રાશિમાં રહેલા ગ્રહથી દૃષ્ટ હોય તો વિદેશમાં ભાગ્યોદય થાય.

સ્થિર લગ્ન હોય, લગ્ન સ્વામી સ્થિર રાશિમાં હોય અને લગ્ન તથા લગ્નેશ સ્થિર રાશિમાં રહેલા ગ્રહથી દૃષ્ટ હોય તો સ્વદેશમાં ભાગ્યોદય થાય.

દ્વિસ્વભાવ લગ્ન હોય, લગ્ન સ્વામી દ્વિસ્વભાવ રાશિમાં હોય અને લગ્ન તથા લગ્નેશ દ્વિસ્વભાવ રાશિમાં રહેલા ગ્રહથી દૃષ્ટ હોય તો અનેક દેશોમાં પર્યટન કરવાથી ભાગ્યોદય થાય.

### ( ૨ ) મારે ફતેહ સારૂ કઇ દિશાએ જવું ?

ગુરૂ અને શુક્રની સ્થીતિથી જે દિશા* બતાવવામાં આવતી હોય તે દિશાએ, અગર કુન્ડલીમાં સર્વથી બળવાન ગ્રહ જે સ્થાનમાં હોય તે સ્થાનથી સૂચવાતી દિશાએ જવું. નાણાં માટે ધનેશ, ગુરૂ, અગર શુક્ર, તંદુરસ્તી માટે લગ્નેશ અગર ચંદ્ર, માન અને કીર્તિ માટે દશમેશ અને સૂર્યને અનુસરવું. પાપ ગ્રહથી જણાવવામાં આવતી દિશાએ જવું નહી, અને જો અપેક્ષિત લાગુ પડતાં સ્થાનનો સ્વામી બળવાન ન હોય તો વર્તમાન સ્થીતિ છોડવી નહી.

### ( ૩ ) કોનાથી લાભ થશે ?

જે ગ્રહ નવ, દશ, યા અગીયારમા સ્થાનના સ્વામી હોઇ બળવાન થઇ શુભ સ્થાનમાં હોય તે ગ્રહની જાતિની વ્યક્તિથી લાભ થશે એમ જાણવું.

### ( ૪ ) આવી પડેલ આફત–ભય ટળશે કે કેમ ?

લગ્નેશ લગ્નમાં હોય, બળવાન હોય, કે શુભ ગ્રહનો લગ્નેશ સાથે ઈત્થશાલ યોગ હોય; અથવા લગ્ન સ્વામી શુભ ગ્રહથી દૃષ્ટ કે યુક્ત હોય તો આફત–ભય ટળશે એમ જાણવું.

લગ્નેશ આઠમા સ્થાનમાં હોય, પાપ ગ્રહથી દૃષ્ટ કે યુક્ત હોય, ચર લગ્ન હોય તો પ્રશ્ન કરનારને ઘણો ભય છે એમ જાણવું.

---

* આ નીચે દિશાચક્રમાં દરેક રાશિ, ગ્રહ અને સ્થાન અગર ભાવની દિશા બતાવવામાં આવી છે. ચક્રમાં દરેક રાશિ અને ગ્રહનાં નામ અને ભાવના અંક લખ્યા છે.

# દિશા ચક્ર.



લગ્નેશ બળવાન હોય કેન્દ્રમાં હોય અને શુભ ગ્રહથી દષ્ટ હોય તો ભય નથી એમ જાણવું. લગ્નેશ પાપ ગ્રહની રાશિમાં હોય તથા પાપ ગ્રહથી દષ્ટ હોય તો બહુ ભય જાણવો.

પાપ લગ્નેશ અને અષ્ટમેશનો ઇત્થશાલ યોગ કેન્દ્રમાં હોય તો મરણ ભય જાણવો; અને આ યોગમાં ચંદ્ર અને પાપ રાશિમાં રહેલા લગ્નેશનો ઇત્થશાલ યોગ થાય તો સ્વજન સહિત રોગ પીડા થશે એમ જાણવું.

. બીજા સ્થાનનો સ્વામી પાપ લગ્નેશ સાથે ઇત્થશાલ કરતો કેન્દ્ર સ્થાનમાં હોય તો ધન હાનિ થશે એમ જાણવું.

બારમા સ્થાનનો સ્વામી અને પાપ લગ્નેશનો ઇત્થશાલ પાપ ગ્રહથી દષ્ટ બારમા કે સાતમા સ્થાનમાં હોય તો નાશ જાણવો.

લગ્ન અને ચંદ્ર શુભ અશુભ ગ્રહ સાથે જે સ્થાનમાં હોય તે સ્થાનથી ભય જાણવો. જો એ લગ્ન, ચંદ્ર પાપ ગ્રહની રાશિના હોય તો ખાશ કરીને ભય જાણવો.

## ( ૫ ) અમુક વ્યક્તિ મળશે કે ?

કેન્દ્રસ્થાનમાં બળવાન સપ્તમેશ હોય તો જે વ્યક્તિને મળવા સંબંધી પ્રશ્ન કરવામાં આવ્યો હોય તે વ્યક્તિ પોતાને ઘેર હોય અને મેળાપ થાય.

સપ્તમેશ પણ ફ્રૂર સ્થાનમાં હોય તો જે વ્યકિતને મળવા સંબંધી પ્રશ્ન કરવામાં આવ્યો હોય તે પોતાના ઘરની નજીકમાં હોય અને મેળાપ થાય.

સપ્તમેશ આપો કિલમ સ્થાનમાં હોય તો જે વ્યકિતને મળવા માટે પ્રશ્ન કરવામાં આવ્યો હોય તે વ્યકિત અન્ય સ્થળે ગઇ છે અને મળશે નહી.

## ( ૬ ) હું લાંબુ જીવન ભોગવીશ ?

સૂર્ય તેમજ લગ્ન, લગ્નેશ અને ચંદ્રને તપાસો. જો શુભ ગ્રહ લગ્ને હોઇ અશુભ દષ્ટિ અને પાપ ગ્રહના સંયોગથી રહીત હોય, અગર લગ્નેશ અને સૂર્ય ચંદ્ર કેન્દ્રમાં હોય અને અશુભ દષ્ટિ અને પાપ ગ્રહના સંયોગ રહીત હોય તો; હા. જો લગ્નેશ કે ચંદ્ર નિર્બળ હોય કે આઠમા સ્થાને હોય તો; ના.

આયુષ્યનો નિર્ણય સૂર્ય કે ચંદ્ર અશુભ દષ્ટિમાં કે પાપ ગ્રહના સંયોગમાં હોય તે સાથે લગ્નેશની દષ્ટિ અને યોગથી કરવો. જો લગ્નનો સ્વામી ચંદ્ર હોય અને તે આઠમા સ્થાને હોય અને અષ્ટમેશની અશુભ દષ્ટિમાં કે પાપ ગ્રહના સંયોગમાં હોય તો મરણ નજીક છે એમ સમજવું.

# પ્રકરણ ૧૧ મું.

## આર્થિક બાબતો.

### ( ૧ ) ધન લાભ પ્રશ્ન.

ધન સ્થાનનો સ્વામી લગ્ન સ્વામી યા ચંદ્ર સાથે ઈત્થશાલ યોગ કરતો હોય અગર પોતાના સ્થાનમાં કે ઉચ્ચ રાશિમાં હોઇ શુભ ગ્રહોથી યુક્ત અથવા દૃષ્ટ હોય તો પ્રશ્ન કરનારને તાત્કાલિક ધન લાભ થાય છે.

ચંદ્ર, લગ્ન સ્વામી અને ધન સ્થાનનો સ્વામી એ ત્રણે ૧–૨–૯–૫ સ્થાનમાં હોઈ પરસ્પર દેખતા હોય તો પ્રશ્ન કરનારને ધન લાભ થાય છે.

ચંદ્ર, ગુરૂ, બુધ, શુક્ર એ સંપૂર્ણ બળવાન હોઈ ૨–૧૧–૫–૧–૪–૭ કે ૧૦ મા સ્થાનમાં હોય, પોતાની ઉચ્ચ રાશિમાં હોય અને પાપ ગ્રહથી રહિત હોય તો પ્રશ્ન કરનારને તાત્કાલિક ઘણો ધન લાભ થાય છે.

લગ્ન સ્વામી પોતાની ઉચ્ચ રાશિનો હોય અથવા લગ્નમાં હોય અથવા દસમા સ્થાનના સ્વામીથી યા શુભ ગ્રહોથી જોવાએલ હોય તો પ્રશ્ન કરનારને રાજાથી–રાજ્યદ્વારથી ઘણો લાભ થાય છે; પણ પાપ ગ્રહથી જોવાએલ હોય તો સ્વલ્પ લાભ થાય છે.

ચંદ્ર લગ્ન સ્વામી અને ધન સ્વામી એમનો કંબુલ યોગ થાય તો પ્રશ્ન કરનારને ઘણો લાભ થાય છે.

ધન સ્થાનનો સ્વામી પોતાની ઉચ્ચ રાશિનો, સ્વગ્રહી, અથવા મિત્ર ગ્રહના સ્થાનમાં હોય તો પણ ઘણો લાભ થાય છે; અને નીચ અથવા શત્રુ રાશિનો હોય તો નજીવો લાભ મળે અને વખતે ન પણ મળે.

લગ્ન સ્વામી અને ધન સ્વામી ધન સ્થાનમાં યા લગ્ને હોય તો પ્રશ્ન કરનારને ધન લાભ થાય છે.

લગ્ન સ્વામી અને ધન સ્વામી લગ્ને હોઇ ગુરૂ ચંદ્રથી જોવાએલ હોય અને એ લગ્ન સ્વામી અને ધન સ્વામી શુભ ગ્રહ હોય, બળવાન હોય તો પ્રશ્ન કરનારને ખાસ લાભ થાય છે.

લગ્ન સ્વામી પોતાની ઉચ્ચ રાશિનો હોઈ લગ્ને હોય, લાભ સ્થાનનો સ્વામી લગ્નમાં હોય અથવા લાભ સ્થાનનો સ્વામી અને લગ્ન સ્વામી બન્ને

લાભ સ્થાનમાં હોય અથવા ઇત્થશાલ યોગ કરતા હોય તો પ્રશ્ન કરનારને ધન લાભ થાય છે.

ચંદ્ર, લગ્ન સ્વામી અને ધન સ્વામી ધન સ્થાનમાં હોય અને બળવાન હોય તો પ્રશ્ન કરનારને ખાસ લાભ થાય છે. તેમજ ધન સ્વામી અને ગુરૂ એ બન્ને શુક્ર અથવા બુધથી યુકત હોય તો પણ ઘણો લાભ આપનાર છે.

પૂર્ણ ચંદ્ર વૃષભ વા કર્ક રાશિમાં હોય અને શુભ ગ્રહોથી દ્રષ્ટ અથવા યુકત હોઇ પાપ ગ્રહોથી રહીત હોય અને લગ્નથી ૧૦–૧૧ કે ૨ જા સ્થાનમાં હોય તો પ્રશ્ન કરનારને દ્રવ્ય–સુખ અને સ્થાન લાભ થાય છે.

ગુરૂ, બુધ, શુક્ર એ ત્રણમાંથી એક પણ ઉચ્ચનો વા સ્વગ્રહી વા બળવાનનો હોય, લગ્નથી ૧–૨–૧૦–૯ કે ૫ સ્થાનમાં હોય તો પ્રશ્ન કરનારને લાભ થાય છે.

ગુરૂ, બુધ કે શુક્ર પોતાની ઉચ્ચ રાશિનો વા સ્વગ્રહી વા બળવાન હોય, ચંદ્રથી દ્રષ્ટ હોય અને લાભ સ્થાનમાં હોય તો પ્રશ્ન કરનારને દ્રવ્ય લાભ થાય છે.

શુભ ગ્રહ કેન્દ્રમાં હોય, બળવાન હોય તો તાત્કાલિક દ્રવ્ય લાભ આપનાર છે; અને પાપ ગ્રહ નવ–પાંચ કે કેન્દ્રસ્થાનમાં હોય તો પ્રશ્ન કરનારને દારિદ્ર અને દુ:ખ આપનાર છે.

શુભ ગ્રહ નવમા સ્થાનમાં હોઇ શુભ ગ્રહોથી દ્રષ્ટ અથવા યુકત હોય તો પ્રશ્ન કરનારને લાભદાતા છે; તેમજ ભાગ્યવસાત ટૂંક સમયમાં અણધાર્યો દ્રવ્ય લાભ થાય.

પાપ ગ્રહ નવમા સ્થાને હોય તો ધન હાનિ કરનાર છે.

લાભ સ્વામી લગ્નમાં હોય અને તેની સાથે લગ્ન સ્વામી અને ધન સ્વામી બળવાન પાપ ગ્રહથી યુકત અથવા દ્રષ્ટ હોઈ જુદા જુદા ઇત્થશાલ યોગ કરતા હોય તો પ્રશ્ન કરનારને ધન લાભ અને કંઇક શારિરીક ભય થાય છે.

લગ્ન સ્વામી અને ધન સ્વામીનો ઇત્થશાલ યોગ થાય અથવા લગ્ન સ્વામી કે ધન સ્વામી લગ્નમાં કે ધન સ્થાનમાં શુભ ગ્રહથી દ્રષ્ટ હોય તો પોતાના શરીર દ્રવ્ય, ભાઇ, મિત્ર, પુત્ર, શત્રુ કે સ્ત્રીદ્વારા પ્રશ્ન કરનારને દ્રવ્ય લાભ થાય છે.

ધન સ્થાનમાં ક્રૂર ગ્રહ હોય અને શુભ ગ્રહથી યુકત અથવા દ્રષ્ટ હોય તો દૂર દેસાવરમાં અને લાંબે સમયે અલ્પ ધન લાભ થાય છે; અને ધન સ્થાનમાં પાપ ગ્રહ હોય તથા પાપ ગ્રહથી દ્રષ્ટ હોય તો લાંબા સમયનું ભેગું કરેલું દ્રવ્ય પણ નાશ થઈ જાય છે.

લગ્નમાં શુભ ગ્રહ, પાંચમા સ્થાને ઉચ્ચનો ગ્રહ, અને લાભ સ્થાનમાં ઉચ્ચનો શુક્ર હોય તો દ્રવ્ય, મકાન વગેરેનો લાભ જાણવો.

લગ્નમાં બીજા અને ચોથા સ્થાનનાં સ્વામી શુભ ગ્રહ યુકત અને દૃષ્ટ હોય અને પાપ ગ્રહની દૃષ્ટિ ન હોય તો ધનદાયી છે; લગ્નેશ લગ્નમાં અને ચંદ્ર લાભેશ યુકત લાભ સ્થાનમાં હોય તો ધન લાભ જાણવો.

લગ્નેશ અને ધનેશનો નકત અગર યમયા યોગ થાય તો ધન લાભ જાણવો. લગ્નેશ ધનેશ પાપ ગ્રહથી પીડિત હોય તો ધન લાભ થતો નથી.

શુભ ગ્રહથી યુકત યા દૃષ્ટ લાભ સ્થાનનો સ્વામી ધન સ્થાનમાં રહી લગ્ન પતિની સાથે ઇત્થશાલ યોગ કરતો હોય તો સર્વ પ્રકારની દ્રવ્ય પ્રાપ્તિ થાય છે; જો લાભ સ્થાનનો સ્વામી લાભ સ્થાનમાં રહી લગ્નેશની સાથે ઈત્થશાલ યોગ કરે તો રાજ્યદ્વારથી ધન, મિત્રોથી સુખ અને નોકર વગેરેનો લાભ જાણવો.

શુભ ગ્રહથી દૃષ્ટ લાભ સ્વામી જે સ્થાનમાં રહી લગ્ન સ્વામી ધન સ્થાનના સ્વામી સાથે ઇત્થશાલ કરે તે ભાવવાળા માનવી દ્વારા ધન લાભ થાય છે.

લગ્નેશ અને બીજા સ્થાનના માલીકને જોવા, વળી ચોથા સ્થાન અને તેની સ્થીતીનો પણ વીચાર કરવો. જો લગ્નેશ અને બીજા સ્થાનનો સ્વામી શુભ દૃષ્ટ અને બળવાન હોય તો બળ અને દૃષ્ટિના પ્રમાણમાં લક્ષ્મી મળશે એમ સમજવું.

કયાંથી નાણું મળશે-તે જાણવા સારૂ બીજા સ્થાનનો માલીક જે સ્થાનમાં રહ્યો હોય તે સ્થાન ઉપરથી નિર્ણય કરવો.

લગ્નેશ અને દ્રવ્ય સ્થાનનો માલીક ઘણીજ અશુભ દૃષ્ટિ કે યોગમાં હોય તો લક્ષ્મી મળશે નહી અને નીર્ધન હાલત થશે એમ સમજવું. નાણાં માટે ચંદ્ર અને ફોરચ્યુનનો* પરસ્પર સંબંધ તપાસવો. લગ્નેશ અને બીજા સ્થાનનો સ્વામી પરસ્પર અગર ગુરૂથી દૃષ્ટ કે યુકત હોય તો વધુ દ્રવ્ય લાભ જાણવો. જો અશુભ ગ્રહ બીજા સ્થાનમાં હોય તો નીર્ધન અવસ્થાનું અનુમાન કરવું.

## ( ૨ ) મને કર્જે નાણાં મળશે ?

બુધ અને બીજા સ્થાનના માલીકને તપાસો. જો વક્રી હોય તો માંગણી સ્વીકારાશે નહી એમ સમજવું. બુધ અગર બીજા સ્થાનના માલીકની જે સ્થાનપર દૃષ્ટિ થતી હોય તે સ્થાનને ધ્યાનમાં લ્યો. આ બે ( બુધ; બીજા સ્થાનનો માલીક ) પૈકી એકની પણ શુભ દૃષ્ટિમાં જે સ્થાનનો માલીક હોય

---

* લગ્નમાં ચંદ્ર ઉમેરી તેમાંથી સૂર્ય બાદ કરવાથી ફોરચ્યુન આવે છે.

તે સ્થાનથી જણાવવામાં આવતી વ્યકતી પાસે કર્જની માંગણી કરવી જોઇએ જેમકે:-બુધ અને દ્રવ્ય સ્થાનના સ્વામી પૈકી એકની પણ શુભ દૃષ્ટિમાં અગ્યારમા સ્થાનનો માલીક હોય તો મીત્ર પાસે; ત્રીજા સ્થાનનો માલીક હોય તો ભાઈ ભાંડુ પાસે કર્જની માંગણી કરવી અને એ પ્રમાણે બીજા સ્થાનોના માલીકોથી પણ વીચાર કરવો.

## ( ૩ ) દેણુદાર નાણાં પાછા આપશે ?

લગ્ન, લગ્નેશ અને ચંદ્રથી પ્રશ્ન કર્તા તેમજ સપ્તમેશથી દેણુદાર જેની પાસેથી નાણાં મળવાની આશા રાખવામાં આવી હોય તે સમજવો. આઠમું સ્થાન દેણુદારનું દ્રવ્ય સ્થાન છે; અને તેનો સ્વામી શું આશા રાખી શકાય તે જણાવે છે.

લગ્નેશ અગર ચંદ્ર અષ્ટમેશ અગર આઠમા સ્થાને રહેલા ગ્રહો સાથે સંયોગ કે શુભ દૃષ્ટિ કરતા હોય તો અગર લગ્નેશ કે ચંદ્ર, ગુરૂ કે શુક્ર પાસે જતા હોય, કોઈ પણ ચોથા શીવાયના કેન્દ્રમાં હોય અગર જો ગુરૂ આઠમા સ્થાને હોય અગર અષ્ટમેશ બીજા સ્થાનમાં હોય તો દેણુદાર નાણાં પાછા આપી જશે એમ સમજવું, પણ પાપ ગ્રહો ૮-૭ કે ૪ સ્થાને હોય કે તેઓ લગ્નેશ કે ચંદ્ર ને અશુભ દૃષ્ટિયોગ આપતા હોય તો દેણુદાર પાસેથી કરજ પાછું મળશે નહી એમ સમજવું.

---

# પ્રકરણ ૧૨ મું.

## ભાઇ ભાંડુ અને પત્ર વ્યવહાર વગેરે બાબત.

### ( ૧ ) ભાઇ ભાંડુ વગેરેની કુશળતાનો પ્રશ્ન.

ત્રીજા સ્થાનનો સ્વામી ત્રીજા સ્થાનમાં હોય, કે પોતાના સ્થાનને જોતો હોય, અથવા ત્રીજા સ્થાનમાં શુભ ગ્રહ હોય અને પાપ ગ્રહો જોતા ન હોય તો નિશ્ચય ભાંડુની કુશળતા જાણવી.

છઠ્ઠા અને ત્રીજા સ્થાનના સ્વામીનો ઇત્થશાલ યોગ થાય, ત્રીજા સ્થાનનો સ્વામી છઠ્ઠા સ્થાનમાં કે ચર રાશિમાં હોય તો, અને છઠ્ઠા સ્થાનનો સ્વામી ત્રીજા સ્થાનમાં પાપ ગ્રહ સહિત અને, ક્રૂર ગ્રહથી દૃષ્ટ હોય તો ભાંડુની તંદુરસ્તી સારી નથી એમ જાણવું.

જેની કુશળતા જાણવી હોય તેનું સ્થાન પોતાના સ્વામીથી દૃષ્ટ હોય અથવા એ સ્થાનનો માલીક શુભ સ્થાનમાં શુભ ગ્રહથી દૃષ્ટ કે યુક્ત હોય તો કુશળતા જાણવી અને જો એ સ્થાનનો સ્વામી અસ્તનો કે ગ્રહોથી પીડીત હોય તો જેની કુશળતા માટે પ્રશ્ન કરવામાં આવ્યો હોય તે દુઃખ અને ભયમાં છે એમ જાણવું. એ પ્રમાણે પુત્રેશ પાંચમા સ્થાને હોય તો પુત્ર મિલાપ અને સુખ થાય છે અને ઉપર જણાવેલી રીતથી અશુભ યોગ હોય તો રોગ, ભય, હાનિ જાણવી.

### ( ૨ ) મોકલેલ પત્ર પહોંચ્યો હશે ?

ચંદ્ર અને લગ્નેશ સાથે સપ્તમેશ ઇત્થશાલ યોગ કરતો હોય અથવા લગ્નેશ અને ચંદ્ર સાતમા સ્થાને હોય તો જેને પત્ર લખ્યો હતો તેને તે મળ્યો છે એમ સમજવું.

ચંદ્ર લગ્નેશ સાથે સપ્તમેશનો કંબુલ યોગ શુભ ગ્રહની મિત્ર દૃષ્ટિથી દૃષ્ટ હોય તો જે પત્ર મોકલવામાં આવ્યો છે તે જેને લખ્યો છે તેને પહોચી ગયો છે એમ જાણવું.

## ( ૩ ) પત્રનો જવાબ કેવો મળશે ?

બુધ અને ચંદ્ર શુભ હોઈ ઈત્થશાલ યોગમાં હોય તથા પોતાની ઉચ્ચ રાશિમાં હોય તો પત્રનો જવાબ શુભ જાણવો.

બુધ, ચંદ્ર સાથે હોઇ શુભ ગ્રહથી દ્રષ્ટ હોય તો ઇચ્છાનુસાર પત્રનો જવાબ તત્કાળ મળવો જોઇએ એથી ઉલટું હોય તો જવાબ વિપરીત સમજવો.

શુભ ગ્રહ લગ્નમાં હોઈ ર તથા ૩ સ્થાનના માલીકથી દૃષ્ટ હોય તો પત્ર લઈ આવનાર માર્ગમાં છે અને તે જલદી આવશે એમ જાણવું. આ યોગ ચર લગ્નમાં થવો જોઇએ, જો સ્થીર લગ્નમાં હોય તો પત્ર લઈ આવનારને થોડો વિલંબ થાય છે. દ્વિસ્વભાવ લગ્નમાં હોય તો પત્ર લઈ આવનાર અટકી ગયો એમ સમજવું.

---

# પ્રકરણ ૧૩ મું.

## મીલકત, ખેતીવાડી, ગુપ્ત ધન, સ્થળાંતર વગેરે બાબત.

### ( ૧ ) મકાન,—ભૂમિ લાભ પ્રશ્ન.

ચોથા સ્થાનનો સ્વામી લગ્ન સ્વામી કે ચંદ્રની સાથે ઇત્થશાલ યોગ કરતો હોય અને એ ચોથા સ્થાનનો સ્વામી શુભ ગ્રહથી યુક્ત અથવા દૃષ્ટ હોય તો પ્રશ્ન કરનારને ગૃહ—ભૂમિ લાભ થાય.

ચોથા સ્થાનનો માલીક લગ્નમાં હોય, ચંદ્ર—લગ્ન સ્વામી ચોથા સ્થાનમાં હોય અને શુભ ગ્રહથી યુક્ત અથવા દૃષ્ટ હોય તો નિશ્ચય ખેતર—ભૂમિ અથવા ઘરનો લાભ થાય.

લગ્ન અને ચોથા સ્થાનનો સ્વામી એ બન્ને લગ્ને યા ચોથા સ્થાનમાં હોય અને ચંદ્ર કે શુભ ગ્રહથી યુક્ત અથવા દૃષ્ટ હોય તો ક્ષેત્ર—ભૂમિની ગૃહ—ભૂમિની પ્રાપ્તિ થાય.

ચોથા સ્થાનનો અધિપતિ બળવાન થઇ કેન્દ્રમાં, અને શુભ ગ્રહથી દૃષ્ટ હોય તો ગૃહ—ભૂમિ લાભ થાય છે.

### ( ૨ ) વાહન—પશુ લાભ પ્રશ્ન.

છઠ્ઠા સ્થાનનો સ્વામી લગ્ન સ્વામી કે ચંદ્રની સાથે ઇત્થશાલ યોગ કરતો હોય અથવા લગ્નેશ અને ચંદ્રનો ઇત્થશાલ યોગ હોય તો પ્રશ્ન કરનારને અશ્વાદિ પશુનો લાભ થાય છે; તેમજ છઠ્ઠા સ્થાનનો માલીક લગ્ને હોય તો પણ પશુ લાભ થાય છે.

લગ્ન અને લગ્નેશ બળવાન હોય તો વાહન પશુની પ્રાપ્તિ થાય છે; તેમજ સાતમા સ્થાનમાં બળવાન સપ્તમેશ હોય તો વાહન પશુનો લાભ નિશ્ચય જાણવો.

ચતુર્થેશ લાભ સ્થાનમાં હોઇ ગુરૂથી સંપૂર્ણ દૃષ્ટ હોય તો, અગર સ્વગ્રહી કે ઉચ્ચનો હોય તો વાહન મળે.

ચોથુ સ્થાન પોતાના સ્વામીથી અને ચતુર્થેશ ગુરૂની સંપૂર્ણ દૃષ્ટિથી દૃષ્ટ હોય તો વાહન લાભ જાણવો.

ચતુર્થેશ ભાગ્યેશ સહિત લગ્ને હોઇ બળવાન ગુરૂથી દૃષ્ટ હોય તો વાહન લાભ મળે.

લગ્નેશ ૪—૯ કે ૧૧ મા સ્થાનમાં હોય તો વાહન લાભ મળે.

ચતુર્થેશ કેન્દ્રમાં અને કેન્દ્રેશ લગ્ને હાય તો વાહન લાભ જાણવો.
લગ્નેશ દશમા સ્થાનમાં અને દશમેશ લગ્ને હોય તો વાહન લાભ થાય.

## ( ૩ ) કૃષિ લાભ પ્રશ્ન.

શુભ ગ્રહ કેન્દ્રમાં પાપ ગ્રહ રહિત હોઈ પોતાની ઉચ્ચ રાશિમાં હોય તથા શુભ ગ્રહથી યુકત યા દૃષ્ટ હોય તો ખેતીથી લાભ થાય.

લગ્નમાં પાપ ગ્રહ હોય તો લાભ થતો નથી જે કાંઈક પણ લાભ થાય તેમાં હરકત આવે, રાજા અગર ચોરથી નુકસાન પહોંચે.

ચોથા સ્થાનમાં ક્રૂર ગ્રહ હોય તો રાજ્ય અને ચોરના ભયથી ખેતી કરવાનું છોડવું પડે.

સાતમા સ્થાનમાં પાપ ગ્રહ હોય તો વૃષ્ટિના અભાવે પાક ન થાય અને જે કાંઈ થાય તેને માટે રાજા શત્રુ અને ચોર તરફથી ભય ઉપજે.

દશમેશ ૧૦–૭–૮ એ સ્થાનમાં શુભ ગ્રહથી યુકત યા દષ્ટ હોય તો ખેતીવાડીથી લાભ થાય.

દશમેશ શુભ ગ્રહ હોય અને વક્રી ગ્રહથી યુકત હોય યા પોતે વક્રી હોય તો ખેતીવાડીનો નાશ જાણવો; જો એ દશમેશ વક્રી ન હોઈ અસ્તનો હોય તો જુનાં ઝાડ સારાં રહે અને લગ્નમાં શુભ ગ્રહ દશમેશ માર્ગી હોય તો નાનાં ( બાળવૃક્ષ ) સારાં થાય એટલે ફળદાયી થાય. ચર લગ્ન દશમેશથી દષ્ટ હોય તો વૃક્ષોનો નાશ થાય છે.

## ( ૪ ) નિધિ સંશય પ્રશ્ન.

કેન્દ્રમાં રહેલો લગ્નેશ શુભ ગ્રહ સાથે ઇત્થશાલ યોગ કરતો હોય તો સંશય પડતી જગાએ ધન છે એમ જાણવું. પાપ અને શુભ ગ્રહથી યુક્ત લગ્નેશ કેન્દ્રમાં હોય તો એ જગ્યાનું દ્રવ્ય અન્યજન ખોદીને લઈ ગયાનું જાણવું, અથવા લગ્નેશ યા ચંદ્ર લગ્ને હોઈ દશમા સ્થાને રહેલા ગ્રહ સાથે ઇત્થશાલ યોગ કરે તો થોડું ધન મળે. ચંદ્ર અને લગ્નેશનો ઇત્થશાલ યોગ હોય અને કેન્દ્રમાં પાપ ગ્રહ હોય તો ખોદવાથી દ્રવ્ય મળશે એમ જાણવું.

શુભ ગ્રહ સાથે ઇત્થશાલ કરતો પૂર્ણચંદ્ર ૨–૧૧–૧–૪–૭–૧૦ એ સ્થાનમાં હોય તો સંશય પડતી જગાએથી ધન નીકળે.

૧–૪–૭–૧૦ એ સ્થાનમાં બળવાન ચંદ્ર હોય તો અનુક્રમે પૂર્વ–ઉત્તર–દક્ષિણ અને પશ્ચિમ દિશામાં ધન છે એમ જાણવું.

પાપ ગ્રહ સાથે ઇત્થશાલ કરતો ચંદ્ર પાપ ગ્રહ સાથે કેન્દ્રમાં હોય અને પાપ ગ્રહ ૧–૪–૭–૧૦–૮ એ સ્થાનમાં હોય તો જે સ્થાન માટે પ્રશ્ન કર્યો હોય ત્યાં ધન છે, પણ ખોદવાથી ભય થશે એમ જાણવું.

જેટલા ગ્રહ ચોથા સ્થાનમાં હોય તેટલા નિધિ ( દ્રવ્ય સમૂહ ) જાણવા. ચંદ્રથી ચોથા સ્થાનનો સ્વામી જેટલા અંશ દૂર ગયો હોય તેટલા હાથ ખોદવાથી દ્રવ્ય મળશે એમ જાણવું.

ચંદ્ર અને લગ્નેશના અંશોના તફાવત જેટલા હાથ જમીન ખોદવાથી દ્રવ્ય નીકળશે.

મેષના ચંદ્રથી ગએલી રાશિઓને બસોએ ગુણી ત્રણે ભાગવાથી જે સંખ્યા આવે તે પૂર્વાદિના ક્રમથી, ચોરાયલી, ખોવાયલી વસ્તુની તથા નિધિની દિશા જાણવી.

## ( ૫ ) હું મારા વર્તમાન સ્થાનમાં રહું ?

જો ચતુર્થેશ શુભ ગ્રહથી દ્દષ્ટ હોય અગર બે શુભ ગ્રહો ચોથા સ્થાનમાં હોય અગર લગ્નેશ ગુરૂ, શુક્ર, કે બુધના સંયોગમાં હોય અગર સપ્તમેશ કરતાં લગ્નેશ બળવાન હોય અગર સાતમા સ્થાને શુભ ગ્રહો હોય તો જ્યાં છો ત્યાંજ રહો.

જો સપ્તમેશ શુભ ગ્રહ સાથે શુભ દૃષ્ટિમાં હોય, અગર લગ્નેશ કે ચતુર્થેશ અશુભ દૃષ્ટિ યોગ પામ્યો હોય તો વર્તમાન સ્થાન છોડો. તેમજ લગ્નેશ કરતાં સપ્તમેશ બળવાન હોય અગર શુભ ગ્રહો સાતમા સ્થાને હોય તો પણ વર્તમાન સ્થાન છોડો.

સઘળા સ્થળાંતર પૂર્ણચંદ્ર હોય ત્યારે કરવા. નવા સ્થાને લાંબો સમય રહેવું હોય તો ચંદ્ર સ્થિર રાશિમાં હોવો જોઇએ.

## ( ૬ ) હું મીલકત ખરીદું ?

જો લગ્નેશ ચોથે અગર ચતુર્થેશ લગ્ને અશુભ દૃષ્ટિને પાપ ગ્રહના સંયોગ રહીત હોય, અગર લગ્નેશ કે ચંદ્ર ચતુર્થેશની શુભ દૃષ્ટિમાં હોય તો મીલકત ખરીદવી સલાહકારક છે.

જો ચતુર્થેશ અગર સપ્તમેશ કે ચંદ્રની શુભ દૃષ્ટિ લગ્નેશ મેળવતો હોય તો પણ મીલકત ખરીદવી સલાહકારક છે. એથી ઉલટું હોય તો વિરૂદ્ધ ફળ જાણવું.

જો અશુભ ગ્રહો ચોથા સ્થાનમાં હોય તો ખરીદ કરવી નહી. વળી જો દસમા સ્થાને હોય તો મીલકત કીમતી હોવી જોઇએ. ચતુર્થેશ અશુભ દૃષ્ટિ યોગ પામ્યો હોય કે નિર્બળ હોય તો મીલકત કીમતી નથી એમ સમજવું. જો ગુરૂ કે શુક્ર દશમા સ્થાને હોય તો મીલકત સારી અને કીમતી જાણવી.

જો દશમેશ બળવાન હોય તો વેચનાર ભારે કીંમતે વેચશે પણ જો નિર્બળ અને અશુભ દૃષ્ટિ કે યોગ પામ્યો હોય તો વેચનારને નાણાની ઘણીજ ગરજ છે એમ સમજવું.

---

# પ્રકરણ ૧૪ મું.

## સંતાન, ગર્ભ, પ્રસવ, લોટરી, શરત-શટ્ટો વગેરે બાબત.

### ( ૧ ) સંતાન સુખ પ્રશ્ન

સંતાન સ્થાનનો સ્વામી લગ્નેશ અથવા ચંદ્ર સાથે ઈત્થશાલ યોગ કરતો હોય અને એ બન્ને શુભ અશુભ ગ્રહોથી દષ્ટ અથવા યુક્ત હોય તો ઘણાં સંતાનનું સુખ જાણવું.

સંતાન સ્થાનનો સ્વામી લગ્નમાં હોય અને ચંદ્ર લગ્ન સ્વામી સંતાન સ્થાનમાં હોય અને શુભ ગ્રહોથી દષ્ટ હોય તો મનવાંચ્છિત સંતતિ થાય; અને ૧૧, ૯ કે ૫ સ્થાનમાં ગુરૂ હોય તો તે પુત્ર આપવાવાળો છે.

લગ્નમાં શુભ ગ્રહ લગ્ન સ્વામીથી યુક્ત હોય, લાભ સ્થાને ગુરૂ હોય તો તે સંતતિ આપવાવાળો છે. લગ્ન સ્વામી ૧૦, ૪ કે ૭ સ્થાનમાં હોય અને ગુરૂ શુભ ગ્રહ યુક્ત કેન્દ્રમાં હોય તો જેટલા સ્ત્રી સંજ્ઞક અને પુરૂષ સંજ્ઞક ગ્રહ સંતાન સ્થાનને યા સંતાન સ્થાનના સ્વામીને જોતા હોય તેટલી પુત્રી અથવા પુત્ર થાય વળી સંતાન સ્થાને જેટલા શુભ ગ્રહ હોય તેટલી સંતતિ જાણવી.

શુભ અને અશુભ ગ્રહોની દૃષ્ટિ હોય તો મિશ્ર ફળ એટલે સંતાન પ્રાપ્તિ અને હાનિ જાણવી. પાંચમા સ્થાનમાં ગુરૂની રાશિ હોય તો પુત્ર સુખની હાનિ થાય.

સંતાન સ્થાનમાં શનીની રાશિ ચંદ્રથી યુકત યા દષ્ટ હોય તો પરાયા પુત્રને દત્તક લેવાનો યોગ થાય છે.

ચંદ્રનો વર્ગ પાંચમા સ્થાને સૂર્ય શનીથી દષ્ટ હોય તો બીજીવારની સ્ત્રીથી પુત્ર લાભ થાય છે.

લગ્ન સ્વામી અને સંતાન સ્થાનના સ્વામીનો ઇત્થશાલ યોગ હોય અથવા એ બન્ને પરસ્પર જોતા હોય અથવા પાંચમા સ્થાનને જોતા હોય, તો સંતાન સુખ જાણવું; અને એ બન્ને પાપ ગ્રહના ઇત્થશાલ યોગમાં હોય તો અને પાપ ગ્રહથી દષ્ટ હોય તો સંતતિ નાશ ફળ જાણવું.

બારમા સ્થાને શની, સૂર્ય કે બુધ હોય તો અંગના દોષવાળી અને કાક વંધ્યા સ્ત્રી જાણવી.

સંતાન ભુવનનો સ્વામી આઠમે હોય અને બળવાન હોય તો સ્ત્રી ગર્ભ આપનાર પુષ્પ વિનાની હોય.

શુક્ર, સૂર્ય આઠમા સ્થાને હોય અને ક્રૂર ગ્રહ વૃષભ, મીન કે વૃશ્ચિક રાશિમાં હોય તો પૂછનારની પ્રથમ ઉત્પન્ન થએલી સંતતિનો નાશ થાય અને સંતાન થાય નહી.

ચંદ્ર લગ્નેશ કે સંતાન સ્થાનના સ્વામી સાથે ઇત્થિશાલ યોગ કરતો હોય અને કેન્દ્રમાં રહેલ ચંદ્ર પાપ ગ્રહની દૃષ્ટિથી હીન હોય તો સારી સંતતિ થશે એમ જાણવું.

લગ્ન સ્વામી સંતાન સ્થાનમાં અને સંતાન સ્થાનનો સ્વામી લગ્નમાં હોય તો તે વર્ષમાં સંતાન થાય.

સંતાન સ્થાનનો સ્વામી અને લગ્ન સ્વામી આઠમે સ્થાને હોય તો તે સ્થાનમાં જેટલા ગ્રહ હોય તેટલાં સંતાન નાશ થાય.

પાંચમા સ્થાનનો સ્વામી મંગળ–રાહુથી યુકત હોય અથવા મંગળ રાહુની વચમાં હોય તો સંતાન નાશકર્તા છે.

પાંચમા સ્થાનનો સ્વામી સાતમા સ્થાનમાં હોય, પાપ ગ્રહ યુકત હોય, નિર્બળ હોય, તો સંતાન થતાં નથી; અને થાય તો પણ તે જીવતાં નથી.

શની ચંદ્રથી યુકત અથવા દૃષ્ટ હોય, અથવા બુધ ચંદ્રથી યુકત અથવા દૃષ્ટ હોય અથવા ઉચ્ચ રાશિમાં કે લગ્નમાં હોય તો દિવ્ય સંતાન આપવાવાળા છે.

આઠમા સ્થાનનો સ્વામી લગ્ને હોય તો સ્ત્રીને રૂતુ પણ આવે નહી.

પાંચમા સ્થાનના સ્વામી સહીત શુક્ર ૧–૧૧ કે ૫ મા સ્થાનમાં હોય તો સંતાન આપવાવાળો છે, અને પાપ ગ્રહ લગ્ને ગુરૂ ચોથે કે બીજે સ્થાને હોય અને કેન્દ્રમાં શુભ ગ્રહ હોય તો વિલંબે સંતાન થાય.

લગ્ન, લગ્નેશ, અગર ચંદ્રથી પાંચમે સ્થાને વૃશ્ચિક, વૃષભ, સિંહ, યા કન્યા રાશિ હોય તો થોડા સંતાન થાય; અને જો સંતાન સ્થાન પાપ ગ્રહથી યુકત યા દૃષ્ટ હોય અને શની સૂર્ય પોતાની રાશિમાં આઠમે સ્થાને હોય તો સ્ત્રી વંધ્યા જાણવી. વળી ચંદ્ર બુધ આઠમા સ્થાને હોય તો દોષ સહિત કાક વંધ્યા જાણવી.

આઠમા સ્થાનમાં ગુરૂ શુક્ર હોય તો સ્ત્રીને સંતાન થાય પણ જીવે નહી, મંગળ હોય તો ગર્ભશ્રાવ થાય.

જો પાપ ગ્રહ બીજા, બારમા, આઠમા સ્થાને હોય તો પ્રથમ થએલા સંતાનની હાની થાય અને ફરી સંતાન થાય નહીં.

શુક્ર કે ગુરૂ સાથે ચંદ્ર, પાંચમા સ્થાને સંયોગ કરતો હોય, પહેલાં સ્થાનમાં અને આપો કિલમ સ્થાનમાં ગુરૂ, શુક્ર, સૂર્ય, ચંદ્ર અને બુધ એ

પેકી એક કે વધારે ગ્રહ શુભ દૃષ્ટિયોગવાળાં હોય અને અશુભ દૃષ્ટિયોગથી રહીત હોય, અગર કર્ક, વૃશ્ચિક, કે મીનરાશિ પાંચમા સ્થાને હોય તો સંતાન થશે એમ સમજવું.

લગ્નેશ અગર પંચમેશ કે ચંદ્ર, સિંહ કે મિથુન કે કન્યા રાશિમાં હોય અગર શુક્ર, હર્ષલ, શની અગર મંગળની અશુભ દૃષ્ટી યોગમાં હોય તો વંધ્યત્વ જાણવું.

લગ્નેશ અને પંચમેશ પરસ્પર શુભ દૃષ્ટિમાં હોય તો અને ચંદ્ર અગર લગ્નેશ અને પંચમેશ કર્ક, વૃશ્ચિક કે મીનરાશિમાં હોય તો સંતાન થશે એમ સમજવું.

## ( ૨ ) સ્ત્રીનું કયું રજોદર્શન ગર્ભ ધારણ કરશે ?

સ્ત્રીની જન્મરાશિથી ચંદ્ર ૧, ૨, ૪, ૫, ૭, ૯ અથવા ૧૨ મે હોઇ મંગળથી દૃષ્ટ હોય તે સમયમાં થએલું રજોદર્શન ગર્ભ ધારણ કરશે.

## ( ૩ ) ગર્ભ છે કે નહિ ?

પાપ ગ્રહોનો ઇત્થશાલ યોગ થતો હોય અથવા ઇત્થશાલમાં ચંદ્ર હોય તો ગર્ભ નથી એમ જાણવું; તેમજ સંતાન સ્થાનમાં પાપ ગ્રહ હોય તો પણ ગર્ભ નથી એમ જાણવું.

ચર રાશિમાં અથવા લગ્નમાં ચંદ્ર હોય તો અને તે ક્રૂર ગ્રહ અથવા વક્ર ગ્રહ સાથે ઇત્થશાલ યોગ કરતો હોય તો ગર્ભનો નાશ ( મૃત્યુ ) જાણવો.

લગ્નેશ કે ચંદ્ર સંતાન સ્થાનના સ્વામી સાથે ઇત્થશાલ યોગ કરતા હોય અથવા કેન્દ્રમાં હોય તો સ્ત્રીને ગર્ભ છે એમ જાણવું.

લગ્ન સ્વામી કે ચંદ્રનો સંતાન સ્થાનના માલીક સાથે ઇત્થશાલ યોગ થાય તો પણ આપો કિલમ સ્થાનોમાં ઇત્થશાલ યોગ થવાથી, શુભાદિ દૃષ્ટિ ન હોવાથી ગર્ભ હોતો નથી.

સંતાન સ્થાન શુભ ગ્રહથી દૃષ્ટ અથવા યુક્ત હોય તો સ્ત્રીને ગર્ભ છે એમ જાણવું.

સાતમા સ્થાનનો સ્વામી અને લગ્ન સ્વામી પાંચમા સ્થાનમાં હોય અથવા સાતમા અને પાંચમા સ્થાનનો સ્વામી લગ્ને હોય તો સ્ત્રીને ગર્ભ છે એમ જાણવું.

૧-૧૧-૫ સ્થાને બળવાન શુભ ગ્રહ હોય અને વક્રી, નીચ, અસ્તના ન હોય તો સ્ત્રીને ગર્ભ છે એમ જાણવું.

ચંદ્ર પાપ ગ્રહ સાથે ઇસરાફ યોગ કરતો હોય તો સ્ત્રીને ગર્ભ નથી એમ જાણવું.

## ( ૪ ) ગર્ભક્ષેમ પ્રશ્ન.

બારમા સ્થાનનો સ્વામી શુભ ગ્રહોથી યુક્ત યા દૃષ્ટ હોઈ કેન્દ્રમાં હોય તો ગર્ભની કુશળતા જાણવી.

પાપ ગ્રહ સંતાન સ્થાનમાં હોય અને લગ્નેશ પણ અશુભ ગ્રહ હોય તથા પાપ ગ્રહ સાથે ચંદ્ર ઈત્થશાલ યોગ કરે તો ગર્ભશ્રાવ થશે એમ જાણવું.

લગ્નેશ ચંદ્રનો વક્રી અથવા પાપ ગ્રહ સાથે ઈત્થશાલ યોગ હોય તો ગર્ભશ્રાવ જાણવો.

સંતાન સ્થાનનો સ્વામી શુભ ગ્રહે યુક્ત યા દૃષ્ટ હોય અને શુભ ગ્રહ પણ બળવાન હોય તો ગર્ભ સુખ પૂર્વક સ્થિર રહે છે.

જો પાંચમું સ્થાન પંચમેશ તથા શુભ ગ્રહથી યુક્ત કે દ્રષ્ટ ન હોય અને પાપ ગ્રહથી યુક્ત કે દ્રષ્ટ હોય તો ગર્ભપાત થશે એમ સમજવું.

## ( ૫ ) પુત્ર થશે કે પુત્રિ.

સંતાન સ્થાનનો સ્વામી યા લગ્ન સ્વામી પુરૂષ રાશિમાં હોઇ પુરૂષ ગ્રહથી દૃષ્ટ હોય તો પુત્ર, અને સ્ત્રી રાશિમાં હોઇ સ્ત્રી ગ્રહે દૃષ્ટ હોય તો પુત્રી થશે એમ જાણવું.

સમરાશિના લગ્નમાં કે સમરાશિના નવાંશકમાં શની હોય તો પુત્રી થાય અને વિષમ લગ્નમાં કે વિષમરાશિના નવાંશકમાં શની હોય તો પુત્ર થાય.

શુક્ર-ચંદ્ર કે મંગળ સમરાશિમાં બળવાન હોય તો પુત્રી થાય.

પ્રશ્ન કુન્ડલીમાં તેમજ નવમાંશ કુન્ડલીમાં લગ્ન સુર્ય, ગુરૂ કે ચંદ્ર વિષમ એટલે એકી રાશિના બળવાન હોય તો પુત્ર અને સમ એટલે બેકી રાશિના બળવાન હોય તો પુત્રી જન્મશે એમ જાણવું.

લગ્ન, સૂર્ય, ગુરૂ અને ચન્દ્ર પ્રશ્ન કુન્ડલીમાં વિષમ એટલે એકી રાશિના હોય, અને નવમાંશ કુન્ડલીમાં બેકી રાશિના હોય તો એમાંથી જે વધારે બળવાન હોય તે પ્રમાણે પુત્ર અગર પુત્રીનો જન્મ જાણવો.

બળવાન શની ૧-૩-૫-૭-૯ કે ૧૧ મા સ્થાનમાં હોય તો પુત્ર અને ૨-૪-૬-૮-૧૦ કે ૧૨ મા સ્થાને હોય તો પુત્રી જન્મ જાણવો.

પુત્ર તથા પુત્રી જન્મના એક્રી વખતે બે યોગ હોય તો તેમાં જે યોગ વધારે બળવાન હોય તે પ્રમાણે પુત્ર અગર પુત્રી જન્મ જાણવો.

દ્વિસ્વભાવ લગ્ન હોય અને સંતાન સ્થાનમાં શુભ ગ્રહ હોય તો ગર્ભમાં બે પુત્ર જાણવા.

ગુરૂ અને સૂર્ય નવમાંશમાં મિથુન અને ધન રાશિમાં હોય અને તેઓ બુધથી દૃષ્ટ હોય તો બે પુત્ર થાય.

ચંદ્ર, શુક્ર અને મંગળ કન્યા અને મીન રાશિના નવમાંશમાં હોય અને તે બુધથી દૃષ્ટ હોય તો બે પુત્રીનો જન્મ જાણવો.

ચંદ્ર અને શુક્ર સમ એટલે બેકી રાશિના હોય અને મંગળ, બુધ, ગુરૂ અને લગ્ન વિષમ એટલે એકી રાશિમાં હોય તો એક પુત્ર અને એક પુત્રીનો જન્મ જાણવો.

બુધ, ગુરૂ, મંગળ અને લગ્ન એ સર્વ સમ એટલે બેકી રાશિના બળવાન હોય તોપણ એક પુત્ર અને એક પુત્રીનો જન્મ જાણવો.

પાંચમા સ્થાનનો નવાંશાધિપતિ પૂર્ણ બળવાન હોઈ વિષમ રાશિમાં હોય અથવા શુભ ગ્રહથી દૃષ્ટ હોય તો પુત્ર જન્મ જાણવો. પાંચમા સ્થાનનો સ્વામી મંગળ રાહુથી યુકત અથવા મંગળ રાહુની વચમાં હોય અથવા અસ્તનો હોય તો ગર્ભ હાની થાય.

સમ રાશિના લગ્ન, ચંદ્ર ને પુરૂષ ગ્રહો જોતા હોય તો બે પુત્રનો યોગ થાય. એવીજ રીતે બળવાન બુધ, શની, ગુરૂ સમ રાશિના હોઈ પુરૂષ ગ્રહોથી જોવાએલ હોય તો પણ બે પુત્રનો યોગ સમજવો.

વિષમ રાશિમાં રહેલો ચંદ્ર પુરૂષ ગ્રહ સાથે ઈત્થશાલ કરે તો પુત્ર જન્મ જાણવો. લગ્નેશ પુરૂષ ગ્રહ હોય અને વિષમ રાશિમાં હોય તો પણ પુત્ર જન્મ જાણવો.

પાંચમા સ્થાને સમ રાશિ હોય અને બુધ ચંદ્ર, શુક્ર પણ સમ રાશિમાં હોય તો પુત્ર થવાનું જાણવું.

પુરૂષ રાશીનો વર્ગ લગ્ને હોય અને પુરૂષ ગ્રહ બળવાન લગ્નને જોતા હોય તો પુત્ર જન્મ સમજવો. એથી ઉલટુ એટલે સ્ત્રી રાશીનો વર્ગ લગ્ને હોય તેમજ સ્ત્રી ગ્રહો બળવાન લગ્નને જોતા હોય તો પુત્રી જન્મ જાણવો.

મીથુન અગર ધનના નવાંશકમાં સુર્ય, ગુરૂ હોય અને બુધથી દૃષ્ટ હોય તો ગર્ભમાં બે પુત્ર છે એમ સમજવું.

કન્યા અગર મીનના નવાંશકમાં મંગળ, ચંદ્ર શુક્ર હોય અને બુધથી દૃષ્ટ હોય તો ગર્ભમાં બે પુત્રી જાણવી.

જો દ્વીસ્વભાવ રાશીના નવાંશકમાં સુર્ય, ગુરૂ મંગળ, ચંદ્ર અને શુક્ર હોય તેમજ તેઓપર બુધની દ્રષ્ટી હોય તો ગર્ભમાં એક પુત્ર અને એક પુત્રી જાણવી.

પંચમેશ ૧-૪-૭-૧૦-૫ કે ૯ મા સ્થાનમાં હોય અગર પંચમેશ ગુરૂ હોય તો પુત્ર થશે એમ જાણવું પણ પંશમેશ અસ્તનો પાપ ગ્રહ યુક્ત છઠ્ઠા સ્થાનમાં રહેલો અથવા નીચનો હોય તો પુત્ર થઇને મરી જશે એમ જાણવું.

વૃષભ, કન્યા, તુલા કે કુંભ લગ્ન હોય, પાંચમું સ્થાન શની રાહુથી યુકત કે દ્દષ્ટ હોય તો દત્તક પુત્રનો યોગ જાણવો.

પંચમેશ ચંદ્ર યુકત હોય તો પુત્રી થાય.

## ( ૬ ) બાળક કેવું જન્મશે ?

ચંદ્ર વૃષભ રાશિનો હોય અને તમામ પાપ ગ્રહો કર્ક વૃશ્ચિક કે મીન રાશિના છેલ્લા નવમાંશમાં* હોય તો બાળક મુંગુ જન્મે; વળી આ યોગ કરનાર ચંદ્ર શુભ ગ્રહથી દ્દષ્ટ હોય તો બાળક લાંબા સમયે બોલી શકશે પણ શુભ અને પાપ ગ્રહોની દૃષ્ટિ ચંદ્રપર હોય તો લાંબે સમયે બોલી શકશે પણ વાણી દોષ રહેશે એટલે અચકાતાં અચકાતાં બોલશે. શુભ ગ્રહની જેટલી વધુ દૃષ્ટિ તેટલો ઓછો દોષ અને પાપ ગ્રહની જેટલી વધુ દૃષ્ટિ તેટલો વધારે દોષ જાણવો.

પ્રશ્ન કુન્ડલીમાં અથવા તેની નવમાંશ કુન્ડલીમાં મિથુન અગર કન્યાના મંગળ ને શનિ હોય તો દાંતવાળુ બાળક જન્મે.

પ્રશ્ન લગ્નને શનિ ચંદ્ર અને મંગળ દેખતા હોય તો પાંગળુ બાળક જન્મે.

ચંદ્ર અને તમામ પાપ ગ્રહો કર્ક, વૃશ્ચિક કે મીન રાશિના છેલ્લા નવમાંશમાં હોય તો બાળક બહેરૂ જન્મે.

મકર લગ્ન ૨૬ અંશ ૪૦ કળા ઉપરાંતનું હોય અને તે સૂર્ય, શની અને ચંદ્રથી દ્દષ્ટ હોય તો બાળક ઠીંગણું જન્મે.

લગ્ને ચંદ્ર અને સૂર્ય સિંહ રાશિમાં હોય અને એ બન્ને મંગળ અને શનીથી દ્દષ્ટ હોય તો અંધ બાળક જન્મે.

લગ્ન સિંહ રાશિનું હોય અને તેમાં સૂર્ય હોઇ શની તથા મંગળથી દ્દષ્ટ હોય તો જમણી આંખે ખોડવાળું બાળક જન્મે.

---

* ૨૬ અંશને ૪૦ કળા ઉપરાંત છેલ્લો નવમાંશ જાણવો.

સિંહ રાશિનું લગ્ન હોય અને તેમાં રહેલો ચંદ્ર શની તથા મંગળથી દૃષ્ટ હોય તો ડાબી આંખે ખોડવાળું બાળક જન્મે.

સિંહ રાશિનું લગ્ન હોય અને તેમાં સૂર્ય અને ચંદ્ર હોઈ તેઓ શુભ અને પાપ ગ્રહોથી દૃષ્ટ હોય તો ટકપતી, થોડા તેજવાળી અગર ફુલ કે પડદાવાળી આંખવાળું બાળક જન્મે.

સિંહ લગ્નમાં સૂર્ય હોય અને તેને બધા શુભ અને પાપ ગ્રહો જોતા હોય તો ટપકતી જમણી આંખવાળું બાળક જન્મે.

સિંહ લગ્નમાં ચંદ્ર હોય તો અને તેને બધા ગ્રહો જોતા હોય તો ટપકતી ડાબી આંખવાળું બાળક જન્મે.

લગ્નથી બારમે ચંદ્ર હોય તો ડાબી આંખ કાણી અને સૂર્ય હોય તો જમણી આંખ કાણી જાણવી.

ઉપર પ્રમાણેના ખરાબ યોગ કરનાર ગ્રહો બળવાન શુભ ગ્રહોથી દૃષ્ટ હોય તો થએલા યોગનું ફળ વ્યર્થ જાણવું અને થોડા બળવાળા શુભ ગ્રહની દૃષ્ટિ હોય તો યોગના ખરાબ ફળમાં કમી પણ જાણવું.

## ( ૭ ) કયારે બાળકનો જન્મ થશે ?

પ્રશ્ન લગ્નના જેટલા ભોગ્ય નવાંશક હોય એટલા માસમાં અને નવાંશકના જેટલા ત્રિશાંશ હોય તેટલા દીવસમાં બાળકનો જન્મ થશે.

પ્રશ્ન લગ્નના વ્યતીત થએલા નવાંશકોથી ગર્ભના વીતેલા માસ અને ભોગ્ય નવાંશકોથી પ્રસવ થવાના માસ કહેવા અને કળાઓથી ગર્ભના દીવસો કહેવા.

શુક્ર—ચંદ્ર સંતાન સ્થાનને ન જોતા હોય તો બાળકનો જન્મ થતો નથી. લગ્નથી પાંચમા સ્થાનમાં બળવાન શુક્ર હોય તો જેટલા નવાંશક વ્યતિત થયા હોય તેટલા માસ ગર્ભના વ્યતીત થયા જાણવા.

બળવાન શુક્ર લગ્નથી જેટલે સ્થાને હોય તેટલા માસ ગર્ભના વ્યતિત થયાનું જાણવું.

લગ્નના દ્રેષ્કાણ યા નવાંશકના દીવસ તે માસના દીવસ છે એ દીવસે જન્મ જાણવો.

લગ્નમાં દિવાબલી રાશિ હોય તો, તથા દિવાબલી રાશિમાં દિવાબલી ગ્રહ હોય તો બાળકનો જન્મ દિવસે અને બીજી રીતે હોય તો રાત્રી સમયે થશે એમ જાણવું. દિવાબલી તથા રાત્રિબલી ગ્રહ અને રાશિ બરાબર હોય તો બાળકનો જન્મ સન્ધ્યા સમયે થશે એમ જાણવું.

## ( ૮ ) ગર્ભવતીને પ્રસવ થયો કે નહિ ?

છઠ્ઠા કે પાંચમા સ્થાનનો સ્વામી લગ્નમાં હોય, સૂર્યથી રહીત હોય તો સ્રી પ્રસુતા જાણવી; તેમજ શુક્ર, બુધ, ગુરૂ લગ્નમાં હોય યા ઉદય ના હોય અથવા દશમા સ્થાનમાં હોય તો પણ સ્રી પ્રસુતા જાણવી.

લગ્નમાં શુભ ગ્રહ હોય અને ૨, ૪ અને ૭ સ્થાનમાં અનુક્રમે ગુરૂ, બુધ અને શુક્ર હોઈ, બળવાન હોય અને સૂર્ય, ચંદ્ર કે શુભ ગ્રહથી યુકત અથવા દૃષ્ટ હોય તો સ્રી સુખથી બાળકને જન્મ આપે છે.

## ( ૯ ) બાળક જીવશે કે ? તેમજ તેના જન્મથી તેના માતપીતાને હાનિ છે કે કેમ ?

બારમા સ્થાનનો સ્વામી કેન્દ્રમાં અગર સંતાન સ્થાને હોય અને શુભ ગ્રહથી યુકત અથવા દૃષ્ટ હોય તો બાળક જીવે છે. તેમજ શુભ ગ્રહથી યુકત પૂર્ણચંદ્ર કેન્દ્રમાં હોય તો પણ બાળક દીર્ઘાયુ થાય છે.

ગુરૂ પાપ ગ્રહથી દૃષ્ટ યા યુકત હોય અને બારમુ સ્થાન પણ અશુભ ગ્રહથી યુકત કે દૃષ્ટ હોય તો બાળક જીવશે નહી એમ સમજવું.

છઠ્ઠા સ્થાનમાં ચંદ્ર અને બારમા સ્થાનમાં પાપ ગ્રહ હોય તો બાળક અને તેની માતાનું મરણ જાણવું.

પાંચમા, છઠ્ઠા સ્થાનમાં પાપ ગ્રહ હોય તો જન્મેલ બાળકની માતાનું મરણ થાય.

પાપ ગ્રહ સૂર્યને જુએ તો પીતાનું મરણ થાય, ગુરૂ, ચંદ્ર અને સૂર્યને જુએ તો માબાપને રોગ થાય.

લગ્ને રાહુ હોય અને તે ગુરૂથી અદૃષ્ટ હોય તો બાળક જીવે નહી.

પાંચમા યા છઠ્ઠા સ્થાનમાં પાપ ગ્રહ હોય અને તે ચંદ્ર, સૂર્યને જોતો હોય તો માબાપનું મરણ થાય; આ યોગમાં પાંચમા કે છઠ્ઠા સ્થાનમાં શની હોવોજ જોઈએ.

શુભ ગ્રહ કેન્દ્રમાં હોય, મિત્રના ઘરમાં હોય, સ્વગ્રહી હોય, ઉચ્ચ થાન અથવા ઉચ્ચ વર્ગમાં હોય તો તમામ રિષ્ટ યોગનો ભંગ જાણવો.

## ( ૧૦ ) મને લોટરીમાં ઇનામ મળશે કે ?

લગ્નેશ, ધનેશ, પંચમેશ કેન્દ્રમાં હોઇ, બળવાન અને શુભ દૃષ્ટ હોય તો ઈનામ મળવાની આશા રખાય.

લગ્નેશ, ધનેશ, પંચમેશ બળવાન હોય અને ચંદ્ર પંચમેશ સાથે યોગ કરતો હોય, ધનેશ સાથે શુભ સંબંધ કરવાનો હોય તો ઈનામ મળવાની આશા રખાય.

પંચમેશ અને ધનેશ બળવાન હોઇ, દશમા સ્થાને હોય અગર શુભ ગ્રહો કેન્દ્રમાં હોય તો ઈનામ મળવાની આશા રખાય.

ઉપર પ્રમાણેના યોગ હોય તો ઈનામ મળે પણ લગ્નેશ ધનેશ અગર પંચમેશ પીડીત ન હોવા જોઈએ.

પંચમેશ બીજા સ્થાનમાં હોય તો પણ ઈનામની આશા રખાય નહી.

ફોરચ્યુન લગ્નેશ અને ચંદ્ર કેન્દ્રમાં હોઇ અશુભ દ્રષ્ટી કે પાપ ગ્રહના સંયોગ રહીત હોય તો ઈનામ મળે; પણ લગ્નેશ, ધનેશ, ફોરચ્યુન કે ચંદ્ર અશુભ દ્રષ્ટી કે પાપ ગ્રહના સંયોગમાં હોય તો ઈનામની આશા રાખવી નહી.

## ( ૧૧ ) શરતના અમુક ઘોડાની ટીકીટ લેવાથી અગર અમુક વ્યક્તી સાથે સટ્ટો કરવાથી લાભ થશે ?

લગ્નેશ, ધનેશ અગર પંચમેશ પ્રશ્ન કુંડલીમાં દશમા સ્થાને હોય તો જે ઘોડા અગર વ્યતી સંબંધી પ્રશ્ન કરવામાં આવ્યો હોય તે ઘોડાની ટીકીટથી અગર તે વ્યકતી સાથેના સટ્ટાથી લાભ થશે.

પંચમેશ પાંચમા સ્થાનમાં હોઈ લગ્નેશ અગર ધનેશ સાથે શુભ સંબંધમાં હોય તો લાભ થાય.

બળવાન ગુરૂ પાંચમા અગર બીજા સ્થાનમાં હોય અને પંચમેશ કેન્દ્રમાં હોઈ પીડીત ન હોય તો લાભ થાય.

ઉપર જણાવ્યા પૈકી એક પણ યોગ ન હોય તો લાભ નથી એમ સમજવું.

પંચમેશ અગર પાંચમા સ્થાન કરતાં લાભેશ અગર લાભ સ્થાન વધુ બળવાન હોય તો જે ઘોડા અગર વ્યકતી સંબંધી પ્રશ્ન કરવામાં આવ્યો હોય તે ઘોડાની ટીકીટથી અગર તે વ્યકતી સાથેના સટ્ટાથી લાભ મળે નહી.



# પ્રકરણ ૧૫ મું.

## શત્રુ, રોગ, દોષ અને દર્દી બાબત.

### ( ૧ ) શત્રુ સંબંધી પ્રશ્ન.

છઠ્ઠા ભાવથી, લગ્નથી, તથા છઠ્ઠે સ્થાને રહેલા ગ્રહથી વેર કરનાર શત્રુ કેવો છે, કઇ જાતીનો છે, અને કયા પ્રકારે વેર કરે છે વગેરે બાબત સમજવી.

### ( ૨ ) રોગ જ્ઞાન પ્રશ્ન.

પ્રશ્ન, લગ્નથી આઠમા સ્થાને રહેલા ગ્રહોપરથી તેમજ છઠ્ઠા સ્થાનને જોનાર ગ્રહ ઉપરથી રોગનિર્ણય કરવો.

આઠમા સ્થાને રહેલા ગ્રહ ઉપરથી.

( ૧ ) સૂર્ય—તાવ, પિત્તજ્વર.
( ૨ ) ચંદ્ર—વાતજ્વર, અતિસાર.
( ૩ ) મંગળ—પિત્તજ્વર, ગુદાનો રોગ.
( ૪ ) બુધ—ભ્રમ.
( ૫ ) ગુરૂ—મસ્તકપીડા.
( ૬ ) શુક્ર—કફરોગ, અતિસાર.
( ૭ ) શની—વાત્તજ્વર.
( ૮ ) રાહુ—વાત્તવિકાર.
( ૯ ) સૂર્ય-મંગળ—રક્ત અને પિત્તવિકાર.
(૧૦) મંગળ-શુક્ર—બળનાશ-ક્ષય.
(૧૧) પાપગ્રહ યુકત ગુરૂ—ત્રિદોષ.
(૧૨) રાહુ-સૂર્ય—અનેક રોગ.
(૧૩) પાપ ગ્રહો—કફ રોગ.

છઠ્ઠા સ્થાનને જોનાર ગ્રહો ઉપરથી.

( ૧ ) સૂર્ય—પેટશુળ.
( ૨ ) ચંદ્ર—નેત્રરોગ.
( ૩ ) મંગળ—મસ્તક પીડા અને તાવ.
( ૪ ) બુધ—બગલનું દર્દ.
( ૫ ) ગુરૂ—મૂળ વ્યાધિ.
( ૬ ) શુક્ર—વિશુચિકા.
( ૭ ) શની—વા.
( ૮ ) રાહુ—વિષપાન.

### ( ૩ ) દુઃખી દોષ જ્ઞાન પ્રશ્ન.

કોઇ દુઃખીયારો માણસ પોતાના દુઃખનું કારણ જાણવા પ્રશ્ન કરે તો પ્રશ્ન સમયની કુન્ડલી કરી તેમાં નીચે પ્રમાણે લગ્ન, સ્થાન, ગ્રહ વગેરે તપાસી ફળ જણાવવું.

## લગ્ન ઉપરથી.

લગ્ને જે રાશિ રહી હોય તે રાશિપરથી નીચે પ્રમાણે દોષ જાણવા.

(૧) મેષ—પિતૃદોષ.

(૨) વૃષભ—ગોત્રદેવી.

(૩) મિથુન—જોગણી.

(૪) કર્ક—નજર.

(૫) સિંહ—ભૂતપ્રેત.

(૬) કન્યા, (૭) તુલા } પૂર્વનાં પાપ અને કર્મદોષ.

(૮) વૃશ્ચિક—વૈતાલ.

(૯) ધન, (૧૦) મકર } ઉતારામાં પગ પડયો છે, જોગણી નડે છે યા ઝપટ લાગી છે.

(૧૧) કુંભ, (૧૨) મીન } પૂર્વજો.

બારમા અને આઠમા સ્થાનમાં ગ્રહ રહ્યા હોય તો નીચે પ્રમાણે દોષ જાણવા.

સૂર્ય હોય તો, ચંદ્ર હોય તો } દેવીદોષ.

મંગળ હોય તો—શાકિની.

બુધ હોય તો—ભૂતપ્રેત.

ગુરૂ હોય તો—પિતૃદોષ.

શુક્ર હોય તો—જળદેવી.

શની હોય તો—ગોત્રદેવી.

રાહુ હોય તો—પ્રેતદોષ.

પાંચમા, આઠમા અને બારમા સ્થાનપરથી પ્રશ્ન કુંડલીના પાંચમા, આઠમા કે બારમા સ્થાને ગ્રહો હોય તો નીચે પ્રમાણે દોષ જાણવા.

રાહુ હોય તો પ્રેતદોષ; ગુરૂ હોય તો પિતૃદોષ; સૂર્ય કે ચંદ્ર હોય તો દેવીદોષ; મંગળ, શની, બુધ હોય તો પોતાની ગોત્રદેવીનો દોષ. મંગળ હોય તો શાકિની દોષ; અને શુક્ર હોય તો જળદેવીનો દોષ જાણવો.

## દોષ નિવારણ.

દોષ કર્તા ગ્રહો પોતાની રાશિ યા પોતાની ઉચ્ચ રાશિના હોય તો દોષ નિવારી શકાય છે. ચંદ્ર તથા ગુરૂ નીચ્ચના કે નિર્બળ હોય તોપણ સાધ્ય જાણવા.

જો કેન્દ્રમાં બળવાન પાપ ગ્રહ હોય તો દેવતા-ગ્રહ અસાધ્ય જાણવા પણ શુભ ગ્રહ કેન્દ્રમાં હોય તો મંત્ર-પૂજન વગેરેથી તેઓની પ્રસન્નતા મેળવી શકાય છે.

## ( ૪ ) દર્દીને આરામ થશે ?

લગ્ન વૈદ્ય, સાતમો ભાવ રોગ, દશમો ભાવ રોગી, અને ચોથો ભાવ ઔષધિ કલ્પી વિચાર કરવો; જો રોગી અને વૈદ્યથી રોગીને ઔષધીથી, મિત્રતા થાય તો રોગ નાશ થાય છે.

પ્રશ્ન લગ્નમાં પાપ ગ્રહ હોય તો વૈદ્યથી કે ઔષધોથી આરામ થતો નથી પણ દર્દમાં વધારો થાય છે.

લગ્ને પાપ ગ્રહ હોય યા તેને પાપ ગ્રહ જોતા હોય તો રોગ દૂર કરવા ઉત્તમોત્તમ ઔષધ પણ સમર્થ નથી.

લગ્ને સૂર્ય અને સાતમા સ્થાને ચંદ્ર હોય તો રોગી મરણ પામે છે.

પ્રશ્ન લગ્નમાં બળવાન શુભ ગ્રહ હોય તો વૈદ્યથી અને ઔષધોથી રોગીને આરામ થાય છે.

સાતમા સ્થાનમાં પાપ ગ્રહ હોય તો વૈદ્યથી અને ઔષધોથી રોગ વધે છે.

સાતમા સ્થાનમાં શુભ ગ્રહ હોય તો વૈદ્યથી અને ઔષધોથી રોગ દૂર થાય છે અને પથ્ય કરવાથી આરામ થાય છે.

દશમા સ્થાનમાં પાપ ગ્રહ હોય તો રોગી પોતાની મેળે કુપથ્ય કરી લે અને તેથી રોગમાં વધારો થાય છે; પણ શુભ ગ્રહ હોય તો વૈદ્ય અને ઔષધોથી રોગીને આરામ થાય છે.

ચોથા સ્થાનમાં પાપ ગ્રહ હોય તો દર્દ વધે. શુભ ગ્રહ હોય તો સારા વૈદ્યથી આરામ થાય છે.

ચંદ્ર શુભ ગ્રહ અથવા લગ્નેશ સાથે ઇત્થશાલ યોગ કરતો હોય, કેન્દ્રમાં હોય, શુભ ગ્રહથી યુકત અથવા દૃષ્ટ હોય તો દર્દીને જલદી આરામ થાય છે.

ચર અથવા દ્વિસ્વભાવ લગ્ન હોય, ચંદ્ર-લગ્નેશ શુભ ગ્રહથી દૃષ્ટ હોય અથવા ચંદ્ર પોતાની રાશિમાં ૧૦ કે ૪ સ્થાનમાં હોય તો રોગી સાજો થાય છે.

લગ્નમાં અગર ચંદ્રના ઘરમાં કોઇ વક્રી ગ્રહ હોય તો ફરી રોગ ઉથલો મારે પણ ત્યાં શુભ ગ્રહ હોય તો પથ્ય કરવાથી ફરી રોગ શાન્તિ પામે છે.

લગ્નમાં આઠમા સ્થાનનો સ્વામી હોય અને આઠમે ચંદ્ર તથા લગ્ન સ્વામી હોય તો રોગીનું મૃત્યુ જાણવું.

લગ્નેશ અને અષ્ટમેશનો ઇત્થશાલ યોગ થાય અથવા એ ગ્રહ પાપ ગ્રહથી દૃષ્ટ હોય તો રોગી મરણ પામે છે; તેમજ આઠમા સ્થાનનો માલીક કેન્દ્રમાં હોય અને લગ્નેશ આઠમા સ્થાનમાં હોય તોપણ રોગી મરણ પામે છે.

લગ્ને ચંદ્ર હોય, બારમે શની હોય, આઠમે સૂર્ય હોય, મંગળ દશમા સ્થાનમાં હોય, અને બળવાન ગુરૂ લગ્ને ના હોય તો રોગી મરણ પામે છે.

૬, ૧, ૪, ૭ કે ૧૦ સ્થાનમાં પાપ ગ્રહ હોય અને શુભ ગ્રહ બળહીન હોય, ૪ કે ૮ સ્થાનમાં ચંદ્ર હોય અને ચંદ્રની પાસેના બન્ને સ્થાનોમાં પાપ ગ્રહ હોય તો રોગી મૃત્યુ પામે છે.

ચંદ્ર પૂર્ણ હોય–બુધ લગ્ને હોય, ગુરૂ–શુક્ર કેન્દ્રમાં હોય અને કેન્દ્ર તથા આઠમુ સ્થાન પાપ ગ્રહ રહિત હોય તો દર્દીને આરામ થાય.

૧–૫–૭–૮ માંથી કોઈ પણ સ્થાને શુભ ગ્રહથી દ્રષ્ટ કોઈ શુભ ગ્રહ હોય અને ૩–૬ કે ૧૧ મા સ્થાનમાં ચંદ્ર હોય તો દર્દીને આરામ થશે એમ જાણવું.

લગ્નમાં ૨–૫–૮ કે ૧૧ મી રાશિ હોય તો દર્દી મરશે નહિ પણ માંદગી લંબાશે એમ જાણવું.

૧–૪–૫–૭–૮–૯–૧૦–૧૧ એ સ્થાનમાંથી કોઇ પણ સ્થાને શુભ ગ્રહ હોય અને ગુરૂ તથા શુક્ર કેન્દ્ર સ્થાનમાં હોય અગર ૩–૬ અને ૧૧ મા સ્થાનમાંથી કોઈ પણ સ્થાને હોય તો દર્દીને આરામ થશે એમ જાણવું.

૬, ૭, ૮ સ્થાને ચંદ્ર હોય અને ૭–૮–૧૨ એ સ્થાનમાં પાપ ગ્રહ હોય તો, તથા સાતમા સ્થાને ચર રાશિનો ચંદ્ર હોય તો અને લગ્નમાં સૂર્ય પણ ચર રાશિનો હોય તો રોગીનું મૃત્યુ થશે એમ જાણવું.

પાપ ગ્રહ સહીત ચંદ્ર ૪, ૮ કે ૧૨ સ્થાને હોય અને પાપ ગ્રહ ૨, ૭ કે ૧૨ સ્થાનોમાં હોય તો રોગીનું મૃત્યુ સમજવું.

આ યોગમાં લગ્ને સૂર્ય, સાતમે બુધ હોય તો જલદી મૃત્યુ જાણવું અને જો રોગ ન હોય તો કષ્ટ થાય છે.

કેન્દ્રમાં રહેલો લગ્નેશ, ચંદ્ર ફક્ત શુભ ગ્રહથી દૃષ્ટ કે યુક્ત હોય તથા વક્રી સપ્તમેશ અષ્ટમેશ સુર્યથી રહીત હોય તો ત્વરાથી રોગ દૂર થાય છે.

ચોથા સ્થાનમાંથી નીચેના સ્થાનમાં લગ્ન સ્વામી હોય, છઠ્ઠે રહેલો ચંદ્ર સાતમાના સ્વામી સાથે ઇત્થશાલ યોગ કરતો હોય, સાતમાનો સ્વામી છઠ્ઠે હોય તો મૃત્યુ થાય છે.

લગ્નેશ ચંદ્ર કેન્દ્ર અગર આઠમા સ્થાને રહી પાપ ગ્રહ સાથે ઇત્થશાલ યોગ કરે તો, અથવા અસ્તના હોઇ પાપ ગ્રહથી દૃષ્ટ હોય તો રોગીનું મૃત્યુ થાય છે.

કેન્દ્રમાં બળવાન શુભ ગ્રહ હોય તો દર્દી મરતો નથી. સઘળા પાપ ગ્રહ ૧–૪–૧૨–૮–૫ એ સ્થાનમાં હોય તો રોગી મરે છે.

કેન્દ્રમાં પાપ ગ્રહ, આઠમા સ્થાને અને પૃષ્ટોદય રાશિનો ચંદ્ર હોય તો રોગી મરે છે.

દર્દીની જન્મ રાશિમાં રહેલા શનિને પાપ ગ્રહ જોતા હોય અને શુભ ગ્રહની દૃષ્ટિ ન હોય તો દરદી મરણ પામે.

આઠમા સ્થાને જેની જન્મ રાશિપર પાપ ગ્રહની દૃષ્ટિ હોય તે દરદીનું મરણ થાય છે.

શની મંગળની રાશિમાં ચંદ્ર, લગ્ને પાપ ગ્રહ, આઠમે શની મંગળ, સાતમે શુક્ર હોય, અને શુભ ગ્રહ નિર્બળ હોય તો રોગીનું મૃત્યુ જાણવું.

૧–૪–૭–૧૦–૯–૫ એ સ્થાને શુભ ગ્રહ હોય, શુભ લગ્નને શુભ ગ્રહ જોતા હોય, પૂર્ણ ચંદ્ર ૧, ૪, ૭, ૧૦, ૩ કે ૧૧ સ્થાને હોય તો દરદીને આરામ થાય છે.

લગ્ને બુધ, પૂર્ણ ચંદ્ર કેન્દ્રમાં, શુક્ર ગુરૂ છઠ્ઠે, પાપ ગ્રહ અગીયારમા સ્થાનમાં હોય તો દરદીને આરામ થાય.

૧–૭–૮–૫ એ સ્થાનમાં શુભ ગ્રહ હોય અને તેઓ શુભ ગ્રહથી દૃષ્ટ હોય તેમજ ૩–૬–૧૦ કે ૧૧ મા સ્થાનમાં ચંદ્ર હોય તો રોગીને જલદી આરામ થશે એમ જાણવું.



# પ્રકરણ ૧૬ મું.

## લગ્ન, ભાગીદારી અને કોર્ટના મુકરદમા બાબત.

### ( ૧ ) સ્ત્રી મળશે કે નહિ ?

સાતમા સ્થાનનો સ્વામી લગ્ન સ્વામી કે ચંદ્ર સાથે ઇત્થશાલ યોગ કરતો ાય તો, અને સાતમા સ્થાનનો સ્વામી શુભ ગ્રહથી યુકત અથવા દષ્ટ હોઇ ાતમા સ્થાનને જોતો હોય તો સુંદર સ્ત્રીની પ્રાપ્તી થશે એમ સમજવું.

લગ્નથી ૭-૩-૧૧-૧૦ કે ૫ સ્થાનમાં ચંદ્ર હોય અને શુભ ગ્રહથી યુકત ્થવા દષ્ટ હોય તો સ્ત્રી મળે. તેમજ શુભ ગ્રહ લગ્નથી ૧-૪-૭-૧૦ કે ૧૧ ા સ્થાનમાં હોય, અથવા પોતાની ઉચ્ચ રાશિમાં હોય અથવા શુભ ગ્રહથી ષ્ટ કે બળવાન હોય તોપણ સ્ત્રી મળે.

લગ્ન સ્વામી સાતમા સ્થાનમાં હોય અને બળવાન હોય તો સુંદર સ્ત્રીની ાપ્તી થાય. ચંદ્ર સાતમા સ્થાનમાં હોય, ગુરૂ લગ્ન, કેન્દ્ર કે આઠમા સ્થાનમાં ાય અને શુભ ગ્રહથી વર્જીત હોય તો રૂપવાન, દ્રવ્યવાન, ધર્મવતી અને ત્રુપક્ષને જીતનારી સ્ત્રી મળશે એમ જાણવું.

ચંદ્ર પોતાની ઉચ્ચ રાશિમાં, લગ્નમાં કે સાતમા સ્થાનમાં પાપ ગ્રહ હીત હોય, ગુરૂ શુક્રથી દષ્ટ હોય તો ધન યુકત, રૂપવતી અને પ્રતાપવતી સ્ત્રી ળશે એમ જાણવું.

ચોથા સ્થાનમાં શુભ ગ્રહ હોય સાતમા સ્થાનમાં પાપ ગ્રહ અથવા ગુરૂ ાય તો ગ્રહણ કરેલી સ્ત્રી મળે વિવાહિતા સ્ત્રી મળે નહિ અર્થાત વિવાહ િહ થાય. અને ત્રીજા, સાતમા સ્થાનમાં પાપ ગ્રહ હોય તો ગ્રહણ કરેલી ્થવા વિવાહીત સ્ત્રીનું મૃત્યુ જાણવું.

પ્રશ્ન લગ્નથી યા જન્મ લગ્નથી સાતમા સ્થાનમાં શુભ ગ્રહથી દષ્ટ અથવા ુકત રાહુ હોય તો સારો જાણવો.

ગુરૂ, સૂર્ય, કે બુધ ૩, ૫, ૬, ૭ અગર ૧૧ મા સ્થાને રહી ચંદ્રને ંપૂર્ણ દૃષ્ટિથી જુએ તો સ્ત્રી લાભ જાણવો.

ચંદ્ર ૩-૫-૬-૭ અને ૧૧ મા સ્થાન પૈકી કોઇ પણ સ્થાને હોય અને ૂર્ય, ગુરૂ, અગર બુધથી દષ્ટ હોય તો સ્ત્રી લાભ જાણવો.

ચંદ્ર, બુધ, ગુરૂ અને શુક્ર કેન્દ્ર યા ત્રિકોણમાં હોય તો સ્ત્રી લાભ જાણવો.

ગુરૂ અગર શુક્ર લગ્ને હોય તો સ્ત્રી લાભ જાણવો.

શની સમ રાશિનો કોઈ પણ સ્થાને હોય તો સ્ત્રી લાભ જાણવો.

શની વિષમ એટલે એકી રાશિનો હોય તો સ્ત્રી મળે નહી; તેમજ પાપ ગ્રહો લગ્ન અને સ્ત્રી સ્થાનમાં હોય તોપણ સ્ત્રી મળે નહી.

૧૦-૧૧-૬-૫ એ સ્થાનોમાં ચંદ્ર દશમા સ્થાનના સ્વામી તથા સૂર્યથી દષ્ટ હોય તો વિવાહ થાય છે અથવા ૧-૪-૭-૧૦-૫-૯ એ સ્થાનોમાં શુભ ગ્રહ હોય, ચંદ્ર ૩-૭-૬ એ સ્થાનમાં બુધ, ગુરૂ, સૂર્યથી દષ્ટ હોય તો અથવા બીજા સ્થાનમાં રહેલો ચંદ્ર શુક્રથી દષ્ટ હોય અને પાપ ગ્રહથી અદષ્ટ હોય તો સ્ત્રી મળશે એમ જાણવું.

સ્ત્રી ભુવનમાં ચર રાશિનો ચંદ્ર, શુક્રથી દષ્ટ હોય, કેન્દ્રમાં પાપ ગ્રહ હોય તો પ્રશ્ન કરનાર પુરૂષ ઘણી સ્ત્રીઓનો પતિ થાય છે.

લગ્નમાં ચંદ્ર વ્યયસ્થાનના સ્વામી તથા સૂર્યથી દષ્ટ હોય તો સ્ત્રી લાભ જાણવો.

શુક્ર ૧-૭-૧૧ કે ૧૦ મા સ્થાનમાં રહી શુભ ગ્રહથી દષ્ટ હોય તો સુંદર સ્ત્રી મળે; વળી લગ્ન કે સાતમા સ્થાને રહી ચંદ્ર સાથે ઈત્થશાલ યોગ કરે અથવા ૩-૯-૭ કે ૧૦ મા સ્થાને રહેલા ચંદ્રથી દષ્ટ હોય તોપણ સ્ત્રી મળશે એમ જાણવું.

શુક્ર શુભ ગ્રહથી દષ્ટ હોય તો સ્ત્રી મળે; અગર શુભ ગ્રહ ૧-૪-૭-૧૦ કે ૧૧ મા સ્થાનમાં બળવાન થઇ રહેલા હોય તથા શુભ ગ્રહોથી દષ્ટ હોય તો સ્ત્રી પ્રાપ્તિ થાય છે.

ગુરૂ લગ્ને અને સાતમા સ્થાનમાં ચર રાશિ તથા ૮, ૧, ૪, ૭, ૧૦ એ સ્થાન પાપ ગ્રહ રહિત હોય તો સુંદરતા, ધન, જય, અને ધર્મવાળી સ્ત્રી મળે.

સાતમા સ્થાનમાં પાપ ગ્રહ અને છઠ્ઠા સ્થાનમાં શુભ ગ્રહ હોય તો સ્ત્રી મરી જાય અને જો જીવતી રહે તો એ પ્રમાણે સમજવું કે પાપ ગ્રહ સાતમે સ્થાને હોય તો વિવાહિતા અને ચોથા સ્થાનમાં હોય તો ધૃતા સ્ત્રી મરણ પામે. જો સાતમા સ્થાને રાહુ હોય તો જે જે સ્ત્રી સાથે વિવાહ કરે તે સ્ત્રી મરણ પામે.

સપ્તમેશ લગ્નેશ એક દ્રેષ્કાણમાં હોય તો બહુ સ્ત્રીઓ થાય છે.

જો ચોથે શુભ ગ્રહ હોય તો રાખ અને સાતમે શુભ ગ્રહ હોય તો વિવાહિતા સ્ત્રી થાય; જો બન્ને સ્થાનોમાં પાપ ગ્રહ હોય તો સ્ત્રી રહિત હોવાનું જાણવું. બન્ને જગાએ શુભ ગ્રહ હોય તો બન્ને પ્રકારની સ્ત્રીઓ મળે.

૮-૧-૪-૭-૧૦-૧૧ એ સ્થાનોમાં ચંદ્ર પાપ ગ્રહ સાથે ઈત્થશાલ યોગ કરતો રહેલો હોય અથવા ૮-૧-૪-૭-૧૦ મા સ્થાનમાં પાપ ગ્રહ હોય તો સ્ત્રી મળે નહિ. જો ચોથા સ્થાને રાહુ હોય તો રાખેલી સ્ત્રી મરણ પામે.

લગ્નમાં શુક્ર હોય તો સુંદરી, ગુરૂ હોય તો ધનવતી, બુધ હોય તો કુટિલ બુદ્ધિવાળી, મંગળ હોય તો રોગિણી, શની હોય તો વિધવા, સૂર્ય હોય તો ક્રૂર સ્વભાવવાળી અને ચંદ્ર હોય તો મૂર્ખ સ્ત્રી હોય, અને જો ૪-૧૦-૧૧ એ સ્થાનમાં શુભ ગ્રહ હોય તો વિવાહ સમય જળ વર્ષે.

## ( ૨ ) કન્યાને વર અને સુખ મળશે ?

લગ્ન યા લાભસ્થાનમાં ગુરૂ હોય અને પુરૂષ રાશિ લગ્ને હોય તો કન્યાને વર મળશે એમ જાણવું, તેમજ ચંદ્ર શુક્ર અગીયારમા કે સાતમા સ્થાનમાં હોય તો પણ કન્યાને વર મળે છે; વળી ચંદ્ર અને શુક્ર બુધથી યુકત અથવા દષ્ટ હોય તો કન્યાને વર મળતાં વાર લાગે છે.

બુધ-ગુરૂ ૧, ૫ કે ૭ મા સ્થાનમાં હોય તો કન્યા સારા વરને પામી પુત્રવતી અને સુખી થાય, તેમજ ૧૧-૯-૫-૨-૧-૪-૭ કે ૧૦ સ્થાનમાં શુભ ગ્રહ હોય તો કન્યા સારો વર પામી પુત્રવતી, ધનવતી અને સુખી થાય છે.

મંગળ લગ્ન કે સાતમા સ્થાનમાં હોય, પોતાની રાશિ અથવા ઉચ્ચ રાશિમાં હોય તો દ્રવ્યથી સુખી પણ વિધવા થાય છે. પાપ ગ્રહ સંતાન ભુવનમાં હોય તો સંતાન સુખ થતું નથી.

૧, ૭, કે ૮ મા સ્થાનમાં પાપ ગ્રહ હોય તો વિધવા થાય છે. બીજા કે ત્રીજા સ્થાનમાં પાપ ગ્રહ હોય તો દરિદ્રા થાય છે.

છઠ્ઠા કે આઠમા સ્થાનમાં ચંદ્ર હોય તો લગ્નના આઠમા વર્ષે સ્ત્રીના પતિનું મૃત્યુ થાય છે. અને ચંદ્ર લગ્ને હોય, મંગળ સાતમા સ્થાનમાં હોય તો આઠમા માસમાં પતિ પત્નિનું મૃત્યુ થાય છે.

## ( ૩ ) દંપત્તિ સ્નેહ પ્રશ્ન.

લગ્નેશ અને સપ્તમેશનો ઇત્થશાલ યોગ થતો હોય અગર બન્નેની પરસ્પર દૃષ્ટિ હોય તો પતિ પત્નિની પરસ્પર પ્રીતિ રહે છે, તેમજ એ બન્ને શુભ ગ્રહ હોય, એમનો ચંદ્ર સાથે કંબુલ યોગ થતો હોય તોપણ બન્ને પરસ્પર પ્રેમ રાખે છે.

સપ્તમેશ લગ્ને હોય તો સ્ત્રી હરનીશ પતિની આજ્ઞા પાળનારી જાણવી; અને જો લગ્ન સ્વામી સાતમા સ્થાનમાં હોય તો પતિ પત્નિની આજ્ઞાને અનુસરનારો જાણવો.

લગ્નેશ લગ્નમાં હોય અને સપ્તમેશ સાતમા સ્થાનમાં હોય અથવા બન્ને લગ્ને યા સાતમા સ્થાનમાં હોય તો પતિ પત્નિનો પરસ્પર સમાન પ્રેમ રહે છે.

સાતમા સ્થાનનો સ્વામી લગ્ને અને લગ્ન સ્વામી સાતમા સ્થાનમાં હોય તો પતિ પત્નિની પરસ્પર ઉત્તમ પ્રીતિ રહે એમ જાણવું.

લગ્નેશ સપ્તમેશની પરસ્પર વૈર દૃષ્ટિ હોય તો બન્નેમાં વિરોધ રહે છે.

ચોથુ સ્થાન શુભ ગ્રહથી દૃષ્ટ હોય તો પતિ સ્ત્રીના ધનનો ભોગવનાર થાય છે. ચોથુ સ્થાન શુભ ગ્રહથી યુકત હોય તો પતિ પોતાનું સઘળું ધન સ્ત્રીને માટે આપે છે. સાતમું સ્થાન બળવાન હોય તો સ્ત્રીનું અને લગ્ન બળવાન હોય તો પુરૂષનું ચલન વધારે જાણવું.

## ( ૪ ) ભાગીદારી પ્રશ્ન.

લગ્ન ચંદ્ર ચર રાશિમાં હોય તો ભાગ ચાલુ રહે નહી, સ્થિર રાશિમાં હોય તો ચાલુ રહે, અને દ્વિસ્વભાવ રાશિમાં હોય તો વિશ્વાસ મેળવવાથી ચાલુ રહે.

ક્રૂર ગ્રહથી જોવાએલ ક્રૂર ગ્રહ લગ્નમાં હોય તો શેઠ કપટથી હિસ્સો આપે છે; આ પ્રમાણેનો યોગ સાતમા સ્થાને થાય તો કોઈ બીજાના હિસ્સાનુ ધન મળે છે.

ચંદ્ર અથવા ચોથા સ્થાનનો સ્વામી શુભ ગ્રહ સાથે ઇત્થશાલ યોગ કરે તો ભાગ ચાલુ રહે છે.

દશમા સ્થાને શુભ ગ્રહ હોય તો ઘણું દ્રવ્ય અને પાપ ગ્રહ હોય તો અલ્પ દ્રવ્ય ભાગીદારીથી મળે છે.

શુભ ગ્રહ ૧, ૪, ૭, ૧૦, ૧૧, ૨ સ્થાનમાં બળવાન થઇ રહ્યા હોય તો લાભદાયી જાણવા.

પાપ ગ્રહ ૧, ૪, ૭, ૧૦, ૮, કે ૨ સ્થાનમાં હોય તો હાનિકારક જાણવા.

લગ્નેશ અને ચંદ્રથી પ્રશ્ન કર્તા; બીજું સ્થાન તે તેનું દ્રવ્ય સ્થાન, સાતમુ સ્થાન તે ભાગીદાર અને આઠમું સ્થાન તેના ( ભાગીદારનાં ) નાણાં અને આર્થિક સ્થીતિ જણાવે છે. ચોથું અને દશમું સ્થાન તેઓના ધંધા જણાવે છે.

લગ્નેશ અને સપ્તમેશ શુભ દૃષ્ટિમાં હોય અગર પરસ્પર* યોગ કરતા હોય તો ભાગીદારી સહાયકારક સમજવી. જો સંબંધ કરતા એહોનું જણુ પ્રમાણુ સ્થિર રાશિઓમાં હોય તો ભાગીદારોમાં મેળ—બનાવ સારો રહે, ચર રાશિઓમાં હોય તો ઘણુજ તકરાર, અણુ—બનાવો તેમજ પરસ્પર અવિશ્વાસ ઉત્પન્ન થાય, અને દ્વિસ્વભાવ રાશિમાં હોય તો બન્ને ભાગીદારો કરાર પ્રમાણે સારી રીતે વર્તે.

## ( ૫ ) વિવાહમાં જય થશે કે નહિ ?

લગ્નનો સ્વામી બળવાન હોય તો વિવાદ કરનારો બળવાન જાણવો અને સાતમા સ્થાનનો સ્વામી બળવાન હોય તો સામો પક્ષ બળવાન જાણવો; વળી સૂર્ય લગ્નેશ સાથે યોગ કરતો હોય તો વિવાદ કરનારને તેમજ સાતમા સ્થાનના માલીક સાથે યોગ કરતો હોય તો સામા પક્ષને રાજા તરફથી સહાય જાણવી.

લગ્ને પાપ ગ્રહ હોય અને લગ્નેશ સાતમા સ્થાનમાં હોય તો પ્રતિવાદી વિવાદમાં જય મેળવે છે.

લગ્ન અને સાતમા સિવાયના અન્ય સ્થાનમાં રહેલ પાપ ગ્રહ પરસ્પર શત્રુ દૃષ્ટિવાળા હોય તો વાદી પ્રતીવાદીમાં પરસ્પર મારામારી થાય છે.

સપ્તમેશ લગ્નેશનો ચંદ્ર સાથે ઇસરાફ યોગ હોય તો લાંબો સમય તકરાર ચાલે છે.

બીજા સ્થાને દ્વિસ્વભાવ રાશિમાં લગ્નેશ સપ્તમેશ હોય તો બીજી કોર્ટમાં ન્યાય થાય છે.

જેના થોડા અંશાદિ વિત્યા છે એવો લગ્નેશ બળવાન થઈ કેન્દ્રમાં રહ્યો હોય તો પૂછનાર બળવાન જાણવો; એ રીતે સપ્તમેશ હોય તો સામાવાળો બળવાન હોય છે.

લગ્નેશ સપ્તમેશનો ચંદ્ર સાથે ઇત્થશાલ યોગ હોય તો જલદી વિવાદ બંધ પડી જાય છે.

લગ્નેશ સપ્તમેશની મિત્ર દૃષ્ટિથી દશમેશના વર્ગમાં લગ્નેશ સપ્તમેશનો ઇત્થશાલ યોગ કરતો હોય તો અથવા ચોથા સ્થાનના સ્વામીથી યુક્ત યા દૃષ્ટ લગ્નેશ સપ્તમેશ હોય તો કોર્ટદ્વારા બન્નેના વિવાદનો નિવેડો થાય છે.

જે પોતાની ઉચ્ચ રાશિનો હોઇને કેન્દ્ર સ્વામીની સાથે ઇત્થશાલ યોગ કરતો હોય તેના લાભમાં કોર્ટ સહાય કરે છે.

---

* લગ્નેશ સાતમા સ્થાને અને સપ્તમેશ લગ્નમાં હોય.

દશમું સ્થાન પાપ ગ્રહ મુક્ત હોય તો ઉપલી કોર્ટમાં અપીલ થાય છે.

પ્રશ્ન લગ્નમાં પાપ ગ્રહ હોય તો પ્રશ્ન કર્તાના લાભમાં ચુકાદો થશે એમ સમજવું; પણ એ પાપ ગ્રહ નીચના કે અસ્તના ન હોવા જોઇએ. જો નીચના કે અસ્તના હોય તો પ્રશ્ન કર્તાના લાભમાં પરિણામ આવતું નથી.

લગ્ન અને સાતમા એ બન્ને સ્થાનમાં પાપ ગ્રહ હોય તો મુકરદમો લાંબા સમય સુધી ચાલશે અને એ પાપ ગ્રહોમાં જો લગ્ને રહેલા બળવાન હોય તો પ્રશ્ન કર્તાના લાભમાં તેવીજ રીતે સાતમા રહેલા બળવાન હોય તો પ્રશ્ન કર્તાના ગેર લાભમાં પરિણામ આવશે.



# પ્રકરણ ૧૭ મું.

## ચોરી બાબત.

### ( ૧ ) ચોરીથી લાભ થશે કે હાનિ?

લગ્ને પાપ ગ્રહ યા શુભ ગ્રહની દૃષ્ટિ હોય તો ચોરી, વાદ, આગ્રહ તથા લડાઇથી લાભ થાય છે; અને એથી વિપરીત હોય તો ભય, હાનિ અને બંધનકારક છે.

લગ્નને લગ્નેશ જોતો હોય તો ચોરીમાં સફળતા જાણવી.

૨-૬-૧૨-૮ એ સ્થાનમાં લગ્નેશ શુભ ગ્રહની દૃષ્ટિ રહીત હોય તો ક્રમથી હાનિ, ભય, બંધન અને મૃત્યુ થાય છે.

શની, રાહુ બન્ને લગ્ને હોય તો ચોરી કરતાં શરીર સુખમાં રહે છે અને લગ્નમાં શુભ ગ્રહનો યોગ થવાથી અથવા પાપ ગ્રહની દૃષ્ટિ હોવાથી ચોરીની સીદ્ધિ થતી નથી.

### ( ૨ ) ચોર કોણ છે?

લગ્ન સ્વામી કે સાતમા સ્થાનનો સ્વામી લગ્નમાં ઇત્થશાલ યોગ કરતો હોય તો પ્રશ્ન કરનાર પોતે ચોર હોય.

પ્રશ્ન લગ્ન દ્વિસ્વભાવ રાશિનું હોય તો પાડોશી ચોર હોય.

પ્રશ્ન લગ્નનો સ્વામી અને સાતમા સ્થાનનો સ્વામી લગ્નમાં હોય તો પોતાના કુટુંબનો માણસ ચોર હોવો જોઇએ; અને જો સાતમા સ્થાનનો સ્વામી ૭, ૩ યા ૧૨ સ્થાનમાં હોય તો પોતાનો પ્રબંધ કર્તા ચોર હોય.

પ્રશ્ન લગ્ન ચર હોય તો ચોરના નામનો પ્રથમાક્ષર જોડાક્ષર હોય જેમકેઃ-પ્રાણશંકર, સ્થિર લગ્ન હોય તો કૃદંતવર્ણ જેમકે:-ચંપકલાલ તથા દ્વિસ્વભાવ લગ્ન હોય તો સ્વરવર્ણ જેમકે:-ઇશ્વરલાલ.

લગ્ન અને નવમાંશમાં સ્થિર રાશિ હોય અથવા લગ્ન વર્ગોત્તમી* હોય તો પોતાનોજ માણસ ચોર જાણવો.

ચર લગ્ન અથવા ચર નવમાંશમાં પરાયો માણસ ચોર હોય.

---

* જે રાશિનું લગ્ન તેજ રાશિનો નવમાંશ.

સપ્તમેશ ઉચ્ચનો હોય તો પોતાનો સ્વામી અગર વડીલ ચોર હોય અને એ સપ્તમેશ પોતાના નવાંશ, ત્રીશાંશ કે દ્રેષ્કાણુમાં હોય તો પોતાનો માણસ ચોર હોય એમ સમજવું.

સાતમા સ્થાને સૂર્ય યા શુક્ર હોય તો પીતા, ગુરૂ હોય તો પરાયો શખ્સ, શની હોય તો દાસ, બુધ હોય તો ઘરધણી ( પોતે ), મંગળ હોય તો પુત્ર અગર નાનો ભાઇ ચોર હોય.

સાતમા સ્થાને કોઈ ગ્રહ ન હોય અને લગ્ને પૂર્ણચંદ્ર હોય તો પરાયો ચોર હોય.

સપ્તમેશ સ્ત્રી ગ્રહ સાતમા સ્થાનમાં હોય અને સ્ત્રી ગ્રહથી દૃષ્ટ હોય તો સ્ત્રી ચોર હોવી જોઇએ; પણ ચંદ્ર લગ્ને હોય તો આ કથનદ્વારા કહેવું નહી.

## ( ૩ ) ચોર કેવો છે ?

સાતમા સ્થાનનો સ્વામી પોતાની ઉચ્ચ રાશિમાં હોય, યા પોતાની રાશિમાં હોય તો ચોર તસ્કર વિદ્યામાં નિપુણ જાણવો, અને લગ્ન સ્વામીને મળતી જાતિ અવસ્થા, સ્વરૂપ, બુદ્ધિ, વર્ણ અને સ્થાનવાળો ચોર જાણવો.

લગ્ન ચંદ્ર ને શની જોતો હોય તો ચોર પાખંડી અને શુક્ર જોતો હોય તો ગવૈયો જાણવો.

અષ્ટમેશથી ચોરનું કર્મ અને સપ્તમેશથી ચોરનો આકારનો જાણવો.

સાતમા સ્થાને શની હોય તો ચોર ઘેરાયલો અગર પીડીત જાણવો. અને સાતમા સ્થાને સ્થિર રાશિ હોય તો ચોર બિમારી ભોગવે છે એમ જાણવું.

સાતમા સ્થાનમાં અષ્ટમેશ હોય તો ચોર મર્ણ પામ્યો છે એમ જાણવું.

## ( ૪ ) ચોર કયાં છે ?

દશમા સ્થાનનો સ્વામી લગ્નેશની સાથે ઇત્થશાલ યોગ કરતો હોય તો ચોર દ્રવ્ય લઇ ગામથી જતો રહ્યો છે એમ જાણવું.

સાતમા સ્થાનનો માલીક કેન્દ્રમાં હોય તો ચોર ગામમાં માર્ગમાં છે અને જતો રહ્યો નથી જાણવું.

નવમા કે ત્રીજા સ્થાનનો સ્વામી સાતમા સ્થાનના સ્વામીની સાથે ઈત્થશાલ યોગ કરતો હોય તો ચોર અન્ય જગાએ ગયો જાણવો.

પ્રશ્ન લગ્ન સ્થિર રાશિમાં યા સ્થિર રાશિના નવાંશકમાં હોય તો ચોર પોતાના ઘરમાં છે, તથા ચર લગ્ન હોય તો ચોર દૂર ચાલ્યો ગયો છે એમ

જાણવું. અને પ્રશ્ન લગ્ન દ્વિસ્વભાવ રાશિનું હોય તો ચોર બહુ દૂર ગયો નથી પણ નજીકમાં છે એમ જાણવું.

લગ્નેશ અને સપ્તમેશનો ઇત્થશાલ લગ્નમાં હોય તો ચોર ઘરમાં અને લગ્નપર સૂર્ય ચંદ્ર બન્નેની દૃષ્ટિ હોય તો સ્વજન ચોર છે એમ જાણવું.

લગ્નપર સૂર્ય ચંદ્રની દૃષ્ટિ હોય તો ચોર કોઈ બળવાન પુરૂષની પાસે રહ્યો છે એમ જાણવું.

લગ્નેશ લગ્નમાં હોય, અથવા લગ્નેશ, સપ્તમેશનો યોગ હોય, સૂર્ય ચંદ્ર પોતાના સ્થાનના નવાંશમાં હોય તો ચોર પોતાના મકાનમાં છે.

ચંદ્ર સ્થિર રાશિનો હોય તો ચોર જે દિશામાં રહે છે તે દિશામાં તેનું ઘર એક દ્વારનું છે.

લગ્નથી ચંદ્ર જે દિશામાં હોય તે દિશાએ ચોરનું ઘર જાણવું.

ચંદ્ર સ્થિર રાશિમાં હોય તો એક દ્વાર, દ્વિસ્વભાવ રાશિમાં હોય તો બે દ્વાર ચોરના ઘરને જાણવા.

ચોરનો ગ્રહ જ્યારે પોતાની રાશિમાંથી નીકળી બીજી રાશિમાં જાય છે ત્યારે ચોર પોતાના ગામમાંથી નીકળી જાય છે; વળી નવાંશથી તેના માર્ગનો નિર્ણય કરવો.

લગ્નેશ વક્ર ગતિનો થઈ જ્યારે રાશિ છોડે છે ત્યારે ચોર પોતાના નગરમાં આવે છે.

કેન્દ્ર સ્થાનમાં બેઠેલા ગ્રહોથી ચોરની દિશા જાણવી. જો વધારે ગ્રહો કેન્દ્રમાં હોય તો તેમાંના સૌથી બળવાન ગ્રહથી દિશા જાણવી. જો કોઈ ગ્રહ કેન્દ્રમાં ન હોય તો લગ્નની રાશિથી દિશાની કલ્પના કરવી.

ગ્રહ અને રાશિની દિશા જાણવા માટે પૃષ્ટ પર માં દિશાચક્ર આપવામાં આવ્યું છે.

## ( ૫ ) ચોરીનું દ્રવ્ય ક્યાં છે ?

લગ્ન, ચોથા, સાતમા, અને દશમા સ્થાન પૈકી જે સ્થાનમાં ચંદ્ર હોય તે સ્થાનની દિશામાં* ચોરીનું દ્રવ્ય ગયું છે એમ જાણવું.

પ્રશ્ન સમયે જે ગ્રહ કેન્દ્રમાં હોય તેની દિશામાં× દ્રવ્ય ચોરાઈ ગયું જાણવું, જો વધારે ગ્રહ હોય તેમાં જે બળવાન હોય તેની દિશા જાણવી. અને કેન્દ્રમાં કોઈ ગ્રહ ન હોય તો લગ્ન સ્વામીની દિશામાં નષ્ટ વસ્તુ જાણવી.

* સ્થાનની દિશા અને × ગ્રહની દિશા માટે જુઓ પૃષ્ટ પર.

નવમેશ અગર તૃતીયેશ સાથે ધનેશ ઇત્થશાલ યોગ કરે તો ચોરાઈ ગયેલું ધન વિદેશમાં ગયું જાણવું.

નવમા અગર ત્રીજા સ્થાનમાં રહેલા ગ્રહ સાથે ધનેશ ઇત્થશાલ યોગ અથવા નવમા કે ત્રીજા સ્થાનમાં ધનેશ હોય તો ચોરાઇ ગએલું ધન વિદેશમાં ગયું જાણવું; તેમજ લગ્નમાં ચર રાશિનો ચંદ્ર હોય તોપણ ચોરીનું ધન અન્ય દેશમાં ગયું જાણવું.

સાતમા સ્થાનમાં લગ્નેશ અને વક્રી સપ્તમેશ લગ્નમાં હોય તો ચોરાયલી વસ્તુ ગામમાંજ છે પણ મળશે નહી એમ જાણવું.

પ્રશ્ન લગ્ને પ્રથમ દ્રેષ્કાણ હોય તો ઘરના આગલા ભાગમાં, બીજો દ્રેષ્કાણ હોય તો ઘરના વચલા ભાગમાં, અને ત્રીજો દ્રેષ્કાણ હોય તો ઘરના પાછલા ભાગમાં ચોરાયલું દ્રવ્ય છે એમ સમજવું.

## ( ૬ ) નષ્ટ ધન લાભ પ્રશ્ન.

લગ્નેશ સાતમા સ્થાનમાં હોય અને સપ્તમેશ લગ્ને હોય તો નષ્ટ થએલા ધનનો લાભ થાય છે.

સપ્તમેશનો કે લગ્નેશનો સાતમા સ્થાનમાં ઇત્થશાલ યોગ થાય તો નષ્ટ થએલા ધનનો લાભ થાય છે.

સૂર્ય લગ્ને અને ચંદ્ર સાતમા સ્થાનમાં હોય તો ખોવાયલું ધન પ્રાપ્ત થતું નથી.

ચંદ્ર અથવા સપ્તમેશ સૂર્યની સાથે એક સ્થાનમાં હોઇને અસ્ત થતા હોય તો નષ્ટ ધન લાભ થાય.

લગ્નેશ અને સપ્તમેશ પરસ્પર ન જોતા હોય અને લગ્નેશ બળહીન હોય તો ગએલું ધન રાજ્યદ્વારમાં રજુ થાય અને લગ્નેશ સપ્તમેશનો ઇત્થશાલ યોગ થાય તો તે બાબતનો મુકરદમો ચાલી ગએલું ધન પાછું મળે છે.

શુભ ગ્રહનો ઇત્થશાલ યોગ થાય, ચંદ્ર લગ્ને અથવા ધન સ્થાનમાં હોય તો નષ્ટ ધનનો લાભ થાય છે.

મિત્ર દૃષ્ટિથી સૂર્ય અથવા શુભ ગ્રહ લગ્ન કે ચંદ્રને જોતા હોય તો નષ્ટ ધનની પ્રાપ્તિ થાય.

કેન્દ્ર, ત્રિકોણ, આઠમા કે બીજા સ્થાનમાં પાપ ગ્રહ હોય કે પાપ ગ્રહની દૃષ્ટિ હોય અને શુભ ગ્રહથી રહીત હોય તો નષ્ટ ધન પાછું મળતું નથી અને અન્ય ધનનો પણ નાશ થાય છે.

શિર્ષોદય રાશિ શુભ ગ્રહ યુકત હોય, પૂર્ણ ચંદ્ર શિર્ષોદય રાશિમાં યા લગ્ને હોય, લગ્ન શુભ ગ્રહથી દષ્ટ કે યુકત હોય, અને લાભ સ્થાન બળવાન શુભ ગ્રહથી યુકત હોય તો થોડા દીવસોમાં નષ્ટ દ્રવ્યનો લાભ થાય છે.

ધન સ્થાનનો સ્વામી લગ્નેશ કે ચંદ્ર સાથે ઈત્થશાલ યોગ કરતો હોય તો ગએલા દ્રવ્યનો લાભ કહેવો.

ધન સ્થાનનો સ્વામી, ચંદ્ર, લગ્નેશ સાતમા સ્થાનમાં હોય તો ગએલા દ્રવ્યનો લાભ કહેવો અને લાભ પણ થાય છે.

લગ્નમાં રહેલો ધન સ્વામી ધન સ્થાનમાં રહેલા ગ્રહ સાથે ઇત્થશાલ યોગ કરતો હોય તો ગએલું દ્રવ્ય પાછું મળે છે.

લાભ અને ધન સ્થાન શુભ ગ્રહથી યુકત હોય તો ગએલી વસ્તુ જલદી મળે છે; તેમજ શુભ ગ્રહ ૧૦-૪-૭ એ સ્થાનમાં હોય તોપણ નષ્ટ વસ્તુ વહેલી મળે છે.

લગ્નનો સ્વામી અપાવનાર છે અને અગીયારમા સ્થાનનો સ્વામી આપનાર છે, જો એ બન્ને એક રાશિમાં યુકત હોય અને ચંદ્રથી દષ્ટ હોય તો નષ્ટ દ્રવ્ય તત્કાળ મળે છે.

બળવાન શુભ ગ્રહ લાભ સ્થાનમાં હોય અથવા લગ્નમાં ૩, ૫, ૬, ૭, ૮ કે ૧૧ મી રાશિ હોય અને લગ્ને શુભ ગ્રહથી જોવાએલ કોઈ શુભ ગ્રહ હોય તો ગત વસ્તુનો લાભ તત્કાળ થવાનું જાણવું.

આઠમા સ્થાનનો સ્વામી સાતમા કે આઠમા સ્થાનમાં હોય તો પૂછનારને ગએલું ધન મળતું નથી.

આઠમા અને બીજા સ્થાનના સ્વામીનો ઈત્થશાલ યોગ થાય તો નષ્ટ વસ્તુનો લાભ થાય છે.

ધનેશ સૂર્ય સાથે અસ્તનો હોય તો ચોર પકડાઈ જાય છે પણ ધન મળતું નથી; જો ધનેશ ઉદયનો થાય તો દ્રવ્ય મળે છે.

ચંદ્રની રાશિનો સ્વામી ચંદ્રને જોતો હોય તો નષ્ટ દ્રવ્ય પાછું મળે છે.

સાતમા સ્થાનમાં શુભ ગ્રહ હોય તો ચોરાએલું ધન મળતું નથી. જો બળવાન ચંદ્ર હોય તો ત્વરાથી મળે છે.

લગ્નેશ અને સપ્તમેશનો લગ્ન સ્થાનમાં ઇત્થશાલ યોગ થાય તો ધન લઈ જનારો જાતે પાછું આપે છે.

ચંદ્ર, શુભ ગ્રહ સાથે ઇત્થશાલ યોગ કરતો હોય અને લગ્ન સ્થાન કે દશમા સ્થાનમાં હોય તો નષ્ટ દ્રવ્ય મળે છે.

લગ્નેશ સાથે ચંદ્રનો ઈત્થશાલ યોગ થતો હોય તો નષ્ટ ધનનો થોડો ભાગ મળે છે.

લગ્ન અને ચંદ્ર શુભ ગ્રહ તથા સૂર્યની મિત્ર દ્રષ્ટિથી જોવાએલ હોય તો નષ્ટ દ્રવ્ય પાછું મળે છે.

લગ્ન અથવા દશમા સ્થાને રહેલો ચંદ્ર સૂર્યની સાથે ઈત્થશાલ યોગ કરે તો અથવા સૂર્ય દ્રષ્ટિથી જોવાએલ હોય તો નષ્ટ દ્રવ્ય મળતું નથી અને જો મળે તો તે જુજ પ્રમાણમાં મહા મહેનતે મળે છે.

બળવાન શુભ ગ્રહ ૩-૧-૧૦-૯-૫-૧૧-૨ એ સ્થાને હોય અને પાપ ગ્રહ ૧-૪-૭-૧૦-૯-૫-૮-૧૧ એ સિવાયના સ્થાનમાં હોય તો નષ્ટ ધન પાછું મળે છે.

કેન્દ્ર ત્રિકોણ સ્થાનમાં, શુભ ગ્રહ ૧-૭-૧૦ એ સ્થાનમાં પાપ ગ્રહ હોય તો નષ્ટ ધનનો અડધો ભાગ મળે છે.

પૂર્ણ ચંદ્ર લગ્ને હોઇ ગુરૂ અગર શુક્રથી દષ્ટ હોય તો તત્કાળ નષ્ટ વસ્તુનો લાભ થશે એમ સમજવું. તેમજ શુભ ગ્રહ બળવાન હોઈ લાભ સ્થાનમાં હોય તોપણ નષ્ટ વસ્તુનો લાભ સમજવો.

૧-૩-૫-૭ એ સ્થાનોમાં મંગળ, શુક્ર કે રાહુ હોય તો ખોવાયલી અગર ચોરાયલી ચીજ પ્રાપ્ત થશે એમ સમજવું.

## ( ૭ ) ચોર છૂટશે કે ?

સ્થિર રાશિના શનીના થોડા અંશ ગયા હોય તો ચોરને લાંબો સમય કેદમાં રહેવું પડે છે.

આઠમા સ્થાને મંગળ શનીની રાશિ મંગળથી યુકત અગર દષ્ટ હોય તો કેદમાંજ ચોર મરણ પામે છે. અને મંગળ શનીનો ઈત્થશાલ યોગ થતો હોય તો કેદમાંજ ચોર માર ખાય છે. જો અષ્ટમેશની દૃષ્ટિ હોય તો માર પડવાથી કેદમાં મરણ પામે છે.

સાતમા સ્થાનમાં પોતાની રાશિ યા પોતાના સ્વામીનો ઇત્થશાલ યોગ દશમેશ અથવા શુભ ગ્રહથી દષ્ટ હોય અથવા દશમેશ સૂર્યથી દષ્ટ હોય તો રાજા સ્વયં ચોરને છોડી દેછે.

# પ્રકરણ ૧૮ મું.

## શેઠ નોકર સંબંધી.

### ( ૧ ) નોકર રાખવા સંબંધી પ્રશ્ન.

છઠ્ઠુ સ્થાન તે નોકર અને લગ્ન તેમજ ચંદ્ર શેઠ, અગર શેઠાણી જણાવે છે અને તેઓની બનત માટે આ સ્થાનોના માલીકો શુભ દૃષ્ટ હોવા જોઇએ.

જો છઠ્ઠા સ્થાનમાં પાપ ગ્રહ હોય તો નોકર રાખવો નહી. ચંદ્ર અગર લગ્નેશ શુભ દૃષ્ટિમાં આવતા હોય ત્યારે, અગર એ બન્ને કે બેમાંનો એક બળવાન ગ્રહ સાથે પરસ્પર સંબંધ કરે ત્યારે નોકર રાખવો. સામાન્ય રીતે કહેતાં જ્યારે ચંદ્ર વૃષભ, કર્ક કે મીન રાશિમાં અશુભ દૃષ્ટિ યોગ રહીત હોય ત્યારે સ્ત્રી નોકર રાખવો; અને મિથુન, કન્યા, ધન અગર કુંભ રાશિમાં અશુભ દૃષ્ટિ યોગ રહિત હોય ત્યારે પુરૂષ નોકર રાખવો. ચંદ્ર જ્યારે વૃશ્ચિક કે મકર રાશિમાં હોય ત્યારે કદાપિ પણ નોકર રાખવો નહી.

### ( ૨ ) સ્વામી–સેવક પ્રશ્ન.

જો શિર્ષોદય લગ્ન શુભ ગ્રહથી યુક્ત અથવા દૃષ્ટ હોય, બીજા, આઠમા, સાતમા, સ્થાનમાં શુભ ગ્રહ હોય, ત્રીજા, અગીયારમા, છઠ્ઠા સ્થાનમાં પાપ ગ્રહ હોય તો નોકરને પોતાના શેઠથી સુખ અને અર્થનો લાભ થાય છે.

ચંદ્ર–બુધ લગ્ને કે સાતમા સ્થાનમાં હોય અને પાપ ગ્રહથી યુકત કે દૃષ્ટ ન હોય તો પ્રશ્ન કરનાર સેવકને તેના શેઠની કૃપા કહેવી; આ યોગથી અવકૃપા થઈ હોય તોપણ તે દૂર થાય છે.

લગ્નેશ ત્રીજા કે નવમા સ્થાને રહેલા ગ્રહ સાથે તેમજ છઠ્ઠા કે આઠમા સ્થાનના સ્વામી સાથે ઇત્થશાલ કરે તો બીજો શેઠ થાય.

૧–૨–૭–૮ એ સ્થાનમાં શુભ ગ્રહ હોય તો શેઠ અને નોકર કોઇ ધનવાન પુરૂષ દ્વારા ધન અને સુખ પામે છે. અને પાપ ગ્રહ હોય તો બન્નેને માટે હાનિકારક છે.

### ( ૩ ) મને મારા શેઠથી લાભ છે ?

લગ્નેશ બળવાન હોઇ શુભ ગ્રહોથી દૃષ્ટ યા યુક્ત હોય, પોતાની ઉચ્ચ રાશિનો હોઇ કેન્દ્રમાં હોય, ચંદ્ર સાથે ઇત્થશાલ યોગ કરતો હોય તો પોતાનો શેઠ અર્થદાયી જાણવો.

સાતમાનો સ્વામી પોતાની ઉચ્ચ રાશિનો હોઈ કેન્દ્રમાં હોય, શુભ ગ્રહથી દૃષ્ટ તથા ચંદ્ર સાથે ઈત્થિશાલ કરતો હોય તો બીજો શેઠ ફળદાયી જાણવો.

લગ્નેશ ચંદ્ર સાથે ઈસરાફ યોગ કરતો હોય તો પોતાનો શેઠ ફળદાયી થાય.

લગ્નમાં ચંદ્ર પાપ ગ્રહ સાથે ઇસરાફ યોગ કરતો હોય તો બીજો શેઠ ફળદાયક છે, અને જો શુભ ગ્રહ સાથે ઇસરાફ યોગ કરતો હોય તો બીજા શેઠથી લાભ નથી એમ જાણવું.

ચંદ્ર યુક્ત શુભ ગ્રહ લગ્ને હોય તો પોતાના શેઠથી અને સાતમે હોય તો બીજા શેઠથી લાભ જાણવો.

લગ્નેશ લગ્નમાં હોય તો પોતાના શેઠ પાસેથી અર્થ લાભ થાય છે, અને સપ્તમેશ સાતમા સ્થાનમાં હોય તો બીજા શેઠથી અર્થ લાભ થાય છે.

## ( ૪ ) નાશી ગએલો નોકર પાછો આવશે કે નહિ ?

લગ્નેશ સપ્તમેશનો ઇત્થશાલ યોગ શુભ ગ્રહથી દૃષ્ટ હોય તો નાશી ગએલો નોકર પાછો આવે.

સાતમા સ્થાનમાં રહેલો લગ્નેશ લગ્નને જોતો હોય તો નાશી ગએલો નોકર પાછો આવે.

સપ્તમેશ લગ્નમાં હોય તો નોકર પોતાની મેળે આવે છે.

લગ્નમાં સપ્તમેશ લગ્નેશનો ઇત્થશાલ હોય તો અથવા લગ્નેશ ચંદ્રનો ઇત્થશાલ યોગ હોય તો નાશી ગએલો નોકર રાજ્ય તરફથી ભય હોવાને સબબે પાછો આવે.

સપ્તમેશ સૂર્યની સાથે અસ્તનો હોય તો નાશી ગએલો નોકર પાછો આવે નહિ.

લગ્નેશ સપ્તમેશનો ઇત્થિશાલ યોગ ક્રૂર ગ્રહથી દૃષ્ટ હોય તો નાશી ગએલો આવે નહિ.

સૂર્ય, વક્રી, કે પાપ ગ્રહ સાથે ચંદ્રનો ઇત્થિશાલ યોગ હોય અને શુભ ગ્રહ સ્થિર રાશિમાં હોય તો નાશી ગએલો નોકર પાછો આવે નહિ



# પ્રકરણ ૧૯ મું.

## મૃગયા, યુદ્ધ વગેરે બાબત.

### ( ૧ ) મૃગયા પ્રશ્ન.

મંગળ તથા બુધ બળવાન હોય અથવા પાપ ગ્રહના નવાંશમાં હોય તો ાકાર થઇ શકશે નહી એમ જાણવું.

લગ્નેશ અને સપ્તમેશ નિર્બળ હોઇ કેન્દ્રમાં હોય તો ભય કર્તા છે અને ા બન્ને બળવાન હોય તો સારા છે.

લગ્નેશ અને સપ્તમેશ બન્ને સાથે હોય તો શિકાર થાય નહિ.

લગ્નેશ શુભ ગ્રહ હોય અને સપ્તમેશ બળવાન હોય તો શિકાર થાય નહી. પ્તમેશ વધારે બળવાન હોય તો ભયદાયી છે.

બુધ શુક્ર જળચર રાશિમાં હોય તો જળચર પ્રાણીનો અને એ શિવાયની ાશિમાં હોય તો સ્થળચર પ્રાણીનો શિકાર થાય છે.

સાતમા સ્થાનપર જેટલા લગ્ને અથવા દશમા સ્થાનમાં રહેલા ગ્રહની દૃષ્ટિ ાય તેટલા શિકાર થાય છે. જો એ ગ્રહ પોતાના સ્થાનના નવાંશમાં હોય ાથવા વક્રી અથવા ઉચ્ચના હોય તો ઉપર જણાવ્યા કરતાં ત્રણ ગણો ાકાર થાય છે.

લગ્નેશ સપ્તમેશનો ઇત્થશાલ યોગ મિત્ર દૃષ્ટિથી થતો હોય તો સહેલાઇથી ાને વૈર દૃષ્ટિથી થતો હોય તો મુશ્કેલીથી શિકાર થાય છે.

સપ્તમેશ લગ્ને અને લગ્નેશ સાતમે હોય તો મરજી પ્રમાણે શિકાર થાય. ાપ્તમેશ ચંદ્રગ્રહ સાથે હોય તો ધાર્યા કરતાં ઓછો શિકાર થાય.

મંગળ અગર મંગળની રાશિ દશમા સ્થાનમાં ગુરૂ બુધથી દૃષ્ટ હોય તો ાારો શિકાર થાય.

બુધ ગુરૂની રાશિ ચોથા સ્થાનમાં હોય તોપણ સારો શિકાર થાય છે.

સપ્તમેશ ચોથા અગર દશમા સ્થાને હોય તો શિકાર થતો નથી.

ચંદ્ર અથવા સપ્તમેશ સાથે ઇત્થશાલ કરતો મંગળ જળચર રાશિમાં ાકથી દૃષ્ટ હોય અથવા શુક્ર ચંદ્ર જળચર રાશિમાં હોય તો જળચર પ્રાણીનો ાકાર થાય.

બુધ શની કુંભ રાશિમાં અને દશમા સ્થાને બુધની રાશિ હોય અથવા ચંદ્ર અગર લગ્નેશ સાથે બુધ, શનીનો ઇત્થશાલ યોગ થતો હોય તો પક્ષીઓનો શિકાર થાય.

## ( ૨ ) જય પરાજય પ્રશ્ન.

ત્રીજા ભાવથી આઠમા ભાવ સુધીના છ ભાવની પુરેશ ( પુરનો રાજા ) સ્થાયીની સંજ્ઞા છે અને નવમા ભાવથી બીજા ભાવ સુધી છ ભાવની યાયી ( આવનાર ચઢી આવનાર રાજા ) ની સંજ્ઞા છે. જે છ સ્થાનમાં શુભ ગ્રહ હોય તે સ્થાનની સંજ્ઞાવાળો રાજા જીતે છે અને જે છ સ્થાનમાં પાપ ગ્રહ હોય તે સ્થાનની સંજ્ઞાવાળો રાજા હાર પામે છે.

જો સંપૂર્ણ શુભ ગ્રહ ૧–૧૦–૭ કે ૯ સ્થાનમાં હોય તો સ્થાયી રાજાનો જય થાય છે પણ મંગળ અને શની એ બન્ને નવમા સ્થાનમાં હોય તો સ્થાયી રાજાનો પરાજય થાય છે. અને યાયી રાજાનો વિજય થાય છે.

નવમા સ્થાને બુધ, શુક્ર કે ગુરૂ હોય તો સ્થાયી રાજાનો જય થાય. ગુરૂ શુક્ર યા બુધ લગ્ને હોય તો સ્થાયી રાજા યાયી રાજાને જીતે છે.

પ્રશ્ન સમયે સૂર્ય, ચંદ્ર, મંગળ રાહુ કે શની એમાંથી ચાર યા ત્રણ ગ્રહ સાતમા સ્થાનમાં હોય તો રણભૂમિમાં સ્થાયી રાજા યાયી રાજાને મારે છે તથા ઉપર કહ્યા પ્રમાણેના ગ્રહો લગ્ને હોય તો યાયી રાજા સ્થાયી રાજાને મારે છે.

ગુરૂ, ચંદ્ર, બુધ અને શનિ એ સઘળા યા એમાંથી ત્રણ ગ્રહ બળવાન થઇ, સાતમા સ્થાને હોય તો યાયી રાજા સ્થાયી રાજાને રણભૂમિમાં મારે છે; ઉપર કહેલા ગ્રહો ૧૦ કે ૪ સ્થાનમાં હોય તો બન્ને રાજાઓની સંધી થાય છે.

પાંચમા સ્થાનમાં શુભ ગ્રહ અને નવમા સ્થાનમાં પાપ ગ્રહ હોય તો સ્થાયી રાજાનો દેશ, યાયી રાજા નાશ કરે છે. જો પુરૂષ રાશિના શુભ ગ્રહ ૧–૧૨–૧૧ એ સ્થાનમાં હોય તો સમર ભૂમિમાં સંધી થાય છે.

પુરૂષ રાશિના શુભ ગ્રહ કેન્દ્રમાં હોય અને પરસ્પર જોતા હોય તો બન્ને રાજાઓનું યુદ્ધ થાય તેમજ દ્વિસ્વભાવ રાશિના કેન્દ્રમાં પાપ ગ્રહ હોય અને પરસ્પર જોતા હોય તોપણ બન્ને રાજાઓનું યુદ્ધ જાણવું.

લગ્ન સ્વામી અને સાતમા સ્થાનના સ્વામીની વચમાં જે બળવાન ગ્રહ હોય તે ગ્રહની સમાન જાતિ, વય વગેરેના મનુષ્ય દ્વારા સંધી થાય છે તથા શુભ ગ્રહ હોય તો વિધાન અને શિલ્પ વિદ્યા નિપુણ પુરષોદ્વારા સંધી જાણવી.

લગ્નેશ, સપ્તમેશનો મિત્ર દૃષ્ટિથી ઈત્થશાલ યોગ થાય તો યુદ્ધ થતું નથી. વળી મિત્ર દૃષ્ટિ રહિત લગ્નેશ સપ્તમેશનો ઈત્થશાલ યોગ થતો હોય તો પૂર્ણ યુદ્ધ થાય છે.

લગ્નેશ ચર રાશિનો હોઇ સાતમા સ્થાને નિર્બળ હોય તો પૂરનો રાજા પ્રાક્રમ તથા ઉદ્યમહીન જાણવો.

સપ્તમેશ ચર રાશિનો લગ્નમાં હોય તો ચઢી આવેલો રાજા બળહીન જાણવો. લગ્નેશ સ્થિર રાશિમાં હોય તો પૂરનો રાજા પૂર્ણ બળવાન જાણવો. એ પ્રકારે સાતમા સ્થાને હોય તો ચઢી આવેલો રાજા બળવાન જાણવો.

દશમેશ લગ્નમાં હોય તો સ્થાયી રાજાની સેના સહાય કરવાવાળી અને ચોથા સ્થાનનો સ્વામી સાતમા સ્થાનમાં હોય તો યાયી રાજાની સેના સહાય કરનારી જાણવી.

લગ્નમાં સૂર્ય કે ચંદ્રનો પાપ ગ્રહ સાથે ઇત્થિશાલ યોગ થાય તો ભારે યુદ્ધ થાય છે.

વક્રી ગ્રહ નિર્બળ અને માર્ગી ગ્રહ બળવાન હોય, કેન્દ્રમાં શની શુક્ર હોય તોપણ યુદ્ધ થાય છે.

કેન્દ્રમાં સ્થિર રાશિનો મંગળ હોય તો અલ્પ યુદ્ધ થાય છે. અને સૂર્ય રાહુનો કેન્દ્ર સ્થાને ઇત્થશાલ યોગ થાય તો યોદ્ધાઓના મરણ થયા પછી સન્ધિ થાય છે.

સ્થિર લગ્ન હોય તથા શુભ ગ્રહ પોતાની ઉચ્ચ રાશિના બળવાન હોય, પાપ ગ્રહથી રહિત હોય, શુભ ગ્રહ લગ્નમાં હોય, ચંદ્રનો શુભ ગ્રહ સાથે ઇત્થિશાલ યોગ હોય તો યુદ્ધ થાય.

૧૧-૨ સ્થાન શુભ ગ્રહોથી યુક્ત કે દ્રષ્ટ હોય તો પુરનો રાજા તથા તેની સેનાનું બળ વધે છે. અને ૮-૫ સ્થાન શુભ ગ્રહોથી યુક્ત કે દ્રષ્ટ હોય તો યાયી રાજાની સેનાનું બળ વધે છે.

૧-૨-૧૦ કે ૧૧ સ્થાનમાં શુભ ગ્રહ હોય તો પુરના રાજાનો સહાયક બળવાન હોય છે.

લગ્નેશ આઠમા સ્થાનમાં રહી અષ્ટમેશ સાથે ઈત્થશાલ યોગ કરતો હોય તો નગરના રાજાનું મૃત્યુ થાય છે. સપ્તમેશ બીજા સ્થાનમાં રહી ધનેશની સાથે ઇત્થશાલ યોગ કરતો હોય તો યાયી રાજાનું મૃત્યુ થાય છે. લગ્નેશ બળવાન હોઇ બારમા સ્થાનમાં ચર રાશિમાં હોય તો પુરનો રાજા મરણ પામે છે.

સપ્તમેશ બળવાન થઇ બારમા સ્થાનમાં ચર રાશિમાં હોય તો યાયી રાજા નગર જીતીને મરણ પામે છે.

લગ્નેશ અને સપ્તમેશની વચમાં સૂર્ય હોય તો રાજાથી, ચંદ્ર હોય તો કંચુકીથી બુધ હોય તો વિધાનના લેખથી, મંગળ હોય તો રાજાથી, શુક્ર હોય તો સ્રીથી, રાહુ હોય તો પ્રવરથી અને શની હોય તો વૃદ્ધ સ્રીથી, સંધી થાય છે.

સાતમા સ્થાનમાં પાપ ગ્રહ હોય તો બન્ને રાજાઓમાં સમતા થાય છે. બળવાન પાપ ગ્રહ બારમે હોય તો નગરનો રાજા ચઢી આવેલા રાજાને ધન આપે છે. છઠ્ઠા સ્થાનમાં બળવાન પાપ ગ્રહ હોય તો યાયી રાજા નગરમાં જઈ નગરના રાજાને ધન આપે છે.

લગ્નેશ બારમે હોય તો નગરનો રાજા અને સપ્તમેશ છઠ્ઠે હોય તો યાયી રાજા નાશી જાય છે.

પ્રશ્ન લગ્નથી ચોથા સ્થાનમાં મીન, વૃશ્ચીક, કુંભ યા કર્ક શશિ હોય તો પ્રશ્ન કર્તાના શત્રુંનો પરાજય થાય છે; જો ચોથા સ્થાનમાં ચતુષ્પાદ શશિ હોય તો પ્રશ્ન કર્તાનો શત્રુ નાશી જાય છે.

## ( ૩ ) દિગ્વિજય પ્રશ્ન.

શુક્ર લગ્ને, ગુરૂ પાંચમે, બુધ ચોથે, સૂર્ય ત્રીજે અને બાકીના ગ્રહો અગીયારમા સ્થાનમાં હોય તો રાજા શીઘ્ર શત્રુઓને જીતી પોતાના સ્થાને આવે છે.

લગ્નમાં મંગળ, શની, પાંચમા સ્થાને ગુરૂ, અગીયારમા સ્થાને બુધ, દશમે શુક્ર યા સૂર્ય હોય તો પ્રશ્ન કરનારનો યુદ્ધમાં વિજય થાય છે. આ યોગમાં જો શુક્ર આઠમા સ્થાનમાં હોય તો શત્રુ તાકીદે વશ થાય છે.

ચંદ્ર દશમે, ગુરૂ લગ્ને, સૂર્ય છઠ્ઠે હોય તો જય પ્રાપ્તા થાય છે.

સૂર્ય અગીયારમા સ્થાનમાં, મંગળ દશમે, શની ત્રીજે, ચંદ્ર છઠ્ઠે, અને બાકીના ગ્રહ લગ્ને હોય તો પૂછનારને જય તથા દ્રવ્યનો લાભ મળે છે.

મંગળ, સૂર્ય, અને બળવાન રાહુ અગીયારમા સ્થાનમાં, બુધ શુક્ર લગ્ને હોય તો પૂછનારને લક્ષ્મી, જય અને સુખ મળે છે.

શુક્ર સાતમે, ચંદ્ર આઠમે, ચોથાનો સ્વામી કેન્દ્રમાં હોય તો જય મળે છે.

લગ્નમાં ગુરૂ, બુધ, શુક્ર અને ત્રીજા સ્થાનમાં ચંદ્ર, મંગળ, સૂર્ય હોય તો પૂર્ણ જય થાય છે.

લગ્ને ગુરૂ, દશમે સૂર્ય, સાતમે ચંદ્ર, ચોથે બુધ હોય તો જય અને અર્થ લાભ થાય છે.

પાપ ગ્રહ અગીયારમા અને દશમા સ્થાનમાં હોય, ગુરૂ શુક્ર લગ્ને હોય, તો યુદ્ધમાં જય થાય છે.

ગુરૂ, શુક્ર લગ્ને, સૂર્ય ચર રાશિમાં, મંગળ બળવાન થઈ છઠ્ઠા સ્થાનમાં, શની બુધ શુક્ર બારમા સ્થાનમાં હોય તો જય અને અર્થ લાભ થાય છે.

લગ્ને ગુરૂ, અગીયારમે સૂર્ય, ત્રીજે શની મંગળ, ચોથે ચંદ્ર, દશમે શુક્ર બુધ હોય તો પૂછનારનો પૂર્ણ જય થાય છે.

ગુરૂ લગ્ને, ચંદ્ર સાતમે અથવા બુધ શુક્રથી દશમે યા ચોથે હોય તો તથા ૩-૬-૧૧ મે પાપ ગ્રહ હોય તોપણ પૂર્ણ જય થાય છે.

ચંદ્ર દશમે, શુક્ર બુધ ૪-૫ અથવા ૧૦ મા સ્થાને હોય અને પાપ ગ્રહ ૩-૬-૧૧ મા સ્થાનમાં હોય તો જય થાય છે.

ચંદ્ર દશમે શુક્ર બુધ ચોથે પાંચમે, સૂર્ય છઠ્ઠે, ગુરૂ લગ્ને, મંગળ શની છઠ્ઠે અગીયારમે હોય તો પૂછનારનો જય થાય છે.

રાહુ શની લગ્ને, સૂર્ય મંગળ દશમે, બુધ શુક્ર ચોથે હોય તો વિજય, ધન અને રાજ્ય પ્રાપ્તિ થાય છે.

લગ્ને શુક્ર, ચોથે બુધ, સાતમે ગુરૂ, અગીયારમે મંગળ, ત્રીજે શની હોય તો જય, વાહન અને રાજ્ય લાભ થાય છે.

ઉચ્ચનો રાહુ લગ્ને, શની મંગળ, અતિ શત્રુના ઘરમાં, ઉચ્ચનો સૂર્ય અગીયારમા સ્થાનમાં, બુધ ચંદ્ર શુક્ર દશમા સ્થાનમાં હોય તો જય થાય છે.

લગ્નેશ ચંદ્ર શુભ ગ્રહના ઇત્થશાલમાં હોય તો જનાર રાજાને ધન અને સુખદાયી છે. લગ્નેશ ચંદ્ર પાપ ગ્રહના ઇત્થશાલમાં હોય તો શત્રુથી ભય જાણવો.

અધિકારહીન મંગળ બીજા સ્થાનમાં હોય તો રાજાની પૃષ્ઠરક્ષક સેનાને કષ્ટ થાય છે. બીજે શની હોય તો વિવાદ અને વાવાઝોડાંથી, સૂર્ય હોય તો અગ્નિ અને યુદ્ધથી ભય થાય છે.

અધિકાર યુક્ત મંગળ બીજે હોય તો મૃત્યુ ભય અને જો ધનેશ નીચ કે અસ્તનો હોય તો રાજાનું ગમન નિષ્ફળ તથા ભંગ થાય છે.

મંગળ ચંદ્ર શની, લગ્ન, પાંચમા નવમા સ્થાને હોય તો પૂછનારનો પરાજય થાય છે.

શની મંગળ આઠમે, સૂર્ય લગ્ને હોય તો યુદ્ધમાં મૃત્યુ થાય છે આ યોગમાં બારમા આઠમા સ્થાને ચંદ્ર સૂર્ય હોય તોપણ યુદ્ધમાં મૃત્યુ જાણવું.

મંગળ શુક્ર લગ્ને હોય તો શત્રુની વૃદ્ધિ અને ક્ષુધાથી ભય થાય છે.

પાપ ગ્રહ બીજે, ત્રીજે કેન્દ્રમાં હોય અને શુભ ગ્રહ નિર્બળ હોય તો, ચંદ્ર આઠમે હોય તો, જનારનો વધ થાય અગર બંધન થાય છે.

ચંદ્ર સાતમે, સૂર્ય લગ્ને, મંગળ આઠમે, શુભ ગ્રહ ત્રીજે, હોય તો રાજા મંત્રી સહિત પકડાઈ જાય છે અને મૃત્યુ પામે છે.

સૂર્ય, શની મંગળ ૭–૧૧–૫–૯ સ્થાનમાં હોય, ચંદ્ર લગ્ને હોય તો પૂછનાર શત્રુને નગર અને મંત્રી સહિત મારે છે.

## ( ૪ ) શત્રુ ચઢી આવશે કે ?

ચંદ્ર સ્થીર રાશિમાં હોય, અને લગ્નમાં ચર રાશિનો ઉદય હોય તો શત્રુ આવે છે. ચંદ્ર ચર રાશિનો તથા લગ્નમાં સ્થીર રાશિ હોય તો શત્રુનું આવાગમન સાંભળ્યું હોય તોપણ તે આવતો નથી.

સુર્ય, શની, શુક્ર, બુધ એમાંનો કોઇ એક ચર રાશિનો હોય તો શત્રુનું આવાગમન થાય છે. જો એ ગ્રહ વક્રી હોય તો શત્રુ આવતો નથી.

સ્થીર લગ્ન ગુરૂ શુક્રથી દ્રષ્ટ હોય તો ગમન થતું નથી અને આ યોગમાં ત્રીજે, છઠ્ઠે, પાંચમે પાપ ગ્રહ હોય તો શત્રુનો ભેટો થાય છે, તેમજ ચોથે પાપ ગ્રહ હોય તો શત્રુ આવીને ચાલ્યો જાય છે.

સુર્ય, ચંદ્ર ચોથે હોય તો શત્રુ આવે નહી. ગુરૂ બુધ, શુક્ર ચોથે અગર સાતમે હોય તો શત્રુ જલદી આવશે. જો સુર્ય ચંદ્ર છઠ્ઠે, બુધ શુક્ર ચોથે હોય તો શત્રુ આવશે.

ચંદ્ર દ્વિસ્વભાવ રાશિનો અને સ્થીર લગ્ન હોય તો નજીકમાં આવેલો શત્રુ પણ પાછો જાય લગ્નમાં દ્વિસ્વભાવ રાશિ તથા ચર રાશિનો ચંદ્ર હોય તો અડધે માર્ગથી શત્રુ પાછો ફરે.

દ્વિસ્વભાવ રાશિનો ચંદ્ર અને ચર લગ્ન હોય તો શત્રુ બેવડા સૈન્ય સહીત આવે અને જીત મેળવે. લગ્ન ચંદ્રને પાપ ગ્રહ જુએ તો શત્રુની સેનામાં પ્રશ્ન કરનારનો પરાજય થાય.

એક, બે, પાંચ, નવમાંની કોઈ પણ રાશિ લગ્ને અગર ચોથા સ્થાનમાં હોય તો શત્રુ પાછો ફરે, ચર લગ્નમાં ગુરૂ અગર સુર્ય હોય તો શત્રુનું આવાગમન થાય. સ્થીર લગ્નમાં સૂર્ય અગર ગુરૂ હોય તો શત્રુ આવે નહી. લગ્નની રાશિથી ચંદ્રની રાશિ ગણુતાં જેટલી સંખ્યા થાય તેટલા દીવસમાં શત્રુ આવી ચઢે પણ લગ્ન ચંદ્રની રાશિ વચ્ચે કોઇ ગ્રહ ન હોય તો બીજે અગર ત્રીજે સ્થાને ગુરૂ શુક્ર હોય તો શત્રુ જરૂર આવશે.

પાંચમે છઠ્ઠે પાપ ગ્રહ હોય તો શત્રુ માર્ગથી પાછો ફરે. ચોથે પાપ ગ્રહ હોય તો નગરની નજદીક આવ્યો હોય તોપણ ઇજા પામી પાછો જાય છે.

# પ્રકરણ ૨૦ મું.

## પ્રવાસ, અને પ્રવાસી બાબત.

### ( ૧ ) મારે લાંબી મુસાફરીએ જવું સલાહકારક છે ?

લગ્ન, લગ્નેશ અને ચંદ્રથી પ્રશ્ન કર્તા અને નવમા સ્થાન અને તે માલીકથી લાંબી મુસાફરી, દરીયાઇ મુસાફરીનો નિર્ણય કરવો.

જો ચંદ્ર અગર લગ્નેશ નવમા સ્થાને શુભ દૃષ્ટિમાં હોય તો મુસાફ સલાહકારક છે, પણ જો અશુભ દૃષ્ટિમાં હોય તો મુસાફરી સલાહકારક નથ દરીયાઇ મુસાફરી માટે નવમા સ્થાને કર્ક, વૃશ્ચિક, કે મીન રાશિ હોવી જોઇએ નવમા સ્થાને શુભ ગ્રહ હોય તો મુસાફરી કરવી, પાપ ગ્રહ હોય તો મુસાફરી જવું નહી. નવમેશ સુર્ય સાથે શુભ દૃષ્ટિમાં હોય અગર કેન્દ્રમાં હોય તો જવુ પણ જો શનીની અશુભ દૃષ્ટિમાં હોય તો જવું નહી.

### ( ૨ ) પ્રયાણ થશે કે નહિ ?

સ્થિર લગ્ન હોય, ચંદ્ર સ્થિર રાશિમાં હોય, શુભ ગ્રહથી યુક્ત અથ દૃષ્ટ હોય તો પોતાના સ્થાનમાં રહી પૂછનારનું પ્રયાણ થતું નથી પણ તે સ્થીતિ અને પ્રતિષ્ઠા પામે છે.

દ્વિસ્વભાવ લગ્ન હોય, ચંદ્ર દ્વિસ્વભાવ રાશિમાં હોય, ફકત પાપ ગ્રહથ યુકત અથવા દૃષ્ટ હોય તો પ્રશ્ન કરનારના વિદેશ પ્રયાણની વિઘ્ન આવવાથ નાવૃતિ જાણવી. પણ શુભ ગ્રહથી દૃષ્ટ હોય તો પ્રયાણ અલ્પ ફળદાયી થાય.

શિર્ષોદય લગ્ન હોય તો વિલંબે જવું અને જલદી પાછા આવવું થા છે. અને પોતાના સ્થાનથી પ્રશ્ન કરનારનું પ્રયાણ થતું નથી.

ચંદ્ર લગ્ન પૃષ્ટોદય રાશિનાં હોય તો પ્રયાણ થતું નથી.

નવમા સ્થાનનો સ્વામી લગ્નમાં હોય અને લગ્ન સ્વામી કેન્દ્રમાં અથવ ત્રીજે હોય તો પ્રયાણ થાય છે; તેમજ લગ્ન અને નવમા સ્થાનના સ્વામી બન્ લગ્ને હોય અથવા ઇત્થશાલ યોગ કરતા હોય તો પ્રયાણ થાય છે.

નવમા સ્થાનનો સ્વામી લગ્નમાં હોય અથવા લગ્ન સ્વામીની સાથે ઈત્થશા યોગ કરતો હોય તો પ્રશ્ન કરનારનું ખાસ કરીને પ્રયાણ થાય છે અને ચ રાશિમાં ગ્રહોનો યોગ થતો હોય તો થોડા દીવસમાં પ્રયાણ થાય છે.

શુક્ર, શની, બુધ અને સૂર્ય એમાંથી એક પણ ગ્રહ ચર પ્રશ્ન લગ્નમાં હોય તો પ્રયાણ કરનાર તત્કાળ જઈ શકે છે પણ જો એ ગ્રહ વક્રી હોય તો યા ગુરૂ શનીથી દૃષ્ટ હોય તથા સ્થિર લગ્ન હોય તો પ્રયાણ થતું નથી.

લગ્નમાં શિર્ષોદય રાશિ હોય તથા લગ્નેશ નવમા સ્થાનમાં અને નવમા સ્થાનનો સ્વામી લગ્નમાં હોય તો અવશ્ય પ્રયાણ થાય છે.

લગ્નેશ અને નવમેશ પાપ ગ્રહ રહીત કેન્દ્ર યા ત્રિકોણ સ્થાનમાં હોય તેમજ નવમું સ્થાન પાપ ગ્રહથી યુક્ત ન હોય તો પ્રયાણ થશે એમ જાણવું.

લગ્ને ચર રાશિ અથવા ચર રાશિના દ્રેષ્કાણ કે નવાંશ હોય અથવા ચર રાશિનો કોઇ ગ્રહ દશમા સ્થાનથી આગળના સ્થાનમાં હોય તો પ્રશ્ન કરનારને પ્રયાણની ચિંતા જાણવી.

પાપ ગ્રહથી યુકત ચર લગ્ન હોય તો જનારને ક્લેશ અને રોગ પીડા જાણવી.

પૃષ્ટોદય રાશિનું તથા સ્થીર લગ્ન હોય તો લાંબે સમયે નક્કી કરેલી જગાએ નહી પણ અન્ય જગાએ જવાનું થશે.

નવમા સ્થાનનો સ્વામી અને લગ્નપતિ નિર્બળ હોય તો પ્રયાણ થાય નહિ.

શુભ ગ્રહ સાથે લગ્નેશ અને નવમેશનો ઇત્થશાલ યોગ હોય અને લગ્નમાં પાપ ગ્રહ હોય અથવા કેન્દ્રમાં ચંદ્ર લગ્નેશનો કેન્દ્ર સ્થાન સ્વામી સાથે ઈત્થશાલ યોગ હોય અને પાપ ગ્રહ લગ્નમાં હોય તો પ્રયાણ થાય નહી.

પાપ ગ્રહ સાથે લગ્નેશ ઇત્થશાલ યોગ કરતો હોય તો જવાનું થાય નહી. નવમા સ્થાનપર નવમા સ્થાનના સ્વામીની તથા ચંદ્રની દૃષ્ટિ ન હોય અને સાતમા સ્થાનમાં પાપ ગ્રહ હોય તો જવા ઇચ્છનાર આર્થિક હાની થવાથી જઈ શકશે નહી.

દશમા સ્થાનમાં પાપ ગ્રહ હોય તો પોતાના વડીલે મના કરવાથી જવાનું ભાગી પડશે. અને લગ્નમાં પાપ ગ્રહ હોય તો યાત્રા શુભ ફળદાયી થતી નથી.

પ્રશ્ન લગ્નથી સાતમા સ્થાનથી કોઈ ગ્રહ ચલાયમાન થયો હોય અને તે ગ્રહ વક્રી ન હોય તો પ્રશ્ન કર્તા પ્રવાસ કરવા યત્ન કરે તોપણ પ્રવાસે જઈ શકે નહી. જો સાતમું સ્થાન છોડે તો કોઈ ગ્રહ વક્રી હોય તો જરૂર પ્રવાસ થાય.

લગ્ન તે પ્રશ્ન કરનાર, ત્રીજું સ્થાન તે તેની મુસાફરી અને ચંદ્રને સામાન્ય સૂચક જાણવો. જો ત્રણે અશુભ દૃષ્ટિ યોગથી મુક્ત હોય તો; હા. જો માર્ગી હોય અને પરસ્પર શુભ દૃષ્ટિમાં હોય તો; હા. જો લગ્નેશ ત્રીજા સ્થાને હોય તો કોઈ પણ સંજોગોમાં મુસાફરી કરવી પડશે. જો લગ્નેશ વક્રી અગર અશુભ દૃષ્ટિ યોગમાં હોય તો; ના.

## ( ૩ ) ક્યારે પ્રયાણ થશે.

જે વખતે નવમેશ લગ્નમાં પહોંચશે અથવા લગ્ને શની સાથે ઈત્થશાલ કરશે તે સમયે પૂછનારનું પ્રયાણ થશે. લગ્ન, લગ્નેશ, અને નવમેશ ચર રાશિના હોય તો ખાસ કરીને પ્રયાણ થશે એમ જાણવું.

નવમા સ્થાનનો સ્વામી લગ્ન સ્વામી અથવા ચંદ્ર સાથે ઇત્થશાલ યોગ કરે તો ટૂંક સમયમાં પ્રયાણ થાય છે; તેમજ નવમા સ્થાને લગ્ન સ્વામી અથવા ચંદ્ર હોય તોપણ તત્કાળ પ્રયાણ થાય છે.

## ( ૪ ) માર્ગફળ.

શુભ ગ્રહ લગ્નનો સ્વામી થઇ જે સ્થાનમાં રહ્યો હોય તે સ્થાનથી સુખ થશે એમ જાણવું.

લગ્નેશ ચંદ્ર જળચર રાશિમાં હોઇ પાપ ગ્રહોથી પીડીત હોય તો જળચર પ્રાણીથી યા જળથી સિંહ રાશિમાં યા ચતુષ્પદ રાશિમાં પશુથી, વૃશ્ચિકમાં હોય તો ઝેરી જાનવરથી, પુરૂષ રાશિમાં હોય તો ચોર અથવા શત્રુથી, વૃશ્ચિક રાશિમાં મંગળની સાથે હોય તો વિષથી, નિર્જળ રાશિમાં હોય તો તૃષાથી પીડા જાણવી. ચંદ્ર શનીથી પીડીત હોય તો જળાશયથી ભય જાણવો.

લગ્નથી અગર લગ્ન સ્વામીથી ૯—૧૨ સ્થાનમાં જેટલા ક્રૂર ગ્રહ હોય તેટલા ઉપદ્રવ માર્ગમાં થશે એમ જાણવું.

આઠમા સ્થાનમાં જેટલા ગ્રહ હોય તેટલા ઉપદ્રવ માર્ગમાં જાણવા. આઠમા સ્થાને મંગળ હોય તથા ચંદ્રને શની જોતો હોય તો શસ્ત્રથી મૃત્યુ જાણવું.

શુભ ગ્રહ નવમા સ્થાનમાં હોય તે સુખ—ભોગ આપનારાવાળા છે.

શની નવમા સ્થાને હોઇ, ક્રૂર ગ્રહોથી યુક્ત કે દષ્ટ અને શુભ ગ્રહેથી યુકત તેમજ દષ્ટ ન હોય તો રોગ પીડા જાણવી અને આઠમે સ્થાને હોય તો મૃત્યુ જાણવું.

સૂર્ય—મંગળ આઠમે સ્થાને હોય તો માર્ગમાં ચોરોથી ભય જાણવો; આઠમા સ્થાને જેટલા ગ્રહ હોય તેટલા ચોર જાણવા.

આઠમા સ્થાને રહેલા ચંદ્ર સૂર્યને શની જોતો હોય તો માર્ગમાં શસ્ત્ર ભય જાણવો.

નવમા આઠમા સ્થાનમાં શુક્ર, બુધ, હોય તો સુખ પ્રાપ્તિ અને પાપ ગ્રહથી યુક્ત કે દષ્ટ મંગળ શની હોય તો ભય જાણવો.

સૂર્ય સ્વગ્રહી હોય અને મંગળ આઠમા સ્થાનમાં હોય તો ભય અને અંગચ્છેદ થાય.

ચંદ્ર મંગળ સહિત આઠમા સ્થાનમાં હોય તો શસ્ત્રથી ભય થાય.

લગ્નમાં ગુરૂ અગર શુક્ર હોય અને લગ્નેશ બળવાન હોય તો સુખ પ્રાપ્તિ જાણવી.

શુક્ર, ગુરૂ કે લગ્ન બળવાન હોય તો શત્રુ અને ચોર લોકો સાથેની લડાઇમાં ભય યા પ્રહાર થાય નહી.

નવમા સ્થાનમાં શુક્ર, સાતમા સ્થાનમાં ચંદ્ર હોય તો સ્ત્રી વિલાસ સુખ થાય.

## ( ૫ ) મુસાફરી સફળ થશે ?

લગ્નનો માલીક અને નવમા સ્થાનના માલીકનો ઈત્થિશાલ યોગ હોય અથવા એ બન્ને કેન્દ્ર સ્થાનમાં હોય તો પ્રયાણથી લાભ થાય છે અને સૂર્ય સાતમા સ્થાનમાં હોય તો પ્રયાણ કરનારને ઘણો ધન લાભ અને સુખ થાય છે.

- લગ્ન સ્વામી બારમા કે આઠમા સ્થાનમાં હોય તો ચોર અથવા શત્રુથી ભય થાય છે. અને લગ્ન સ્વામી, ક્રૂર ગ્રહ યુકત હોય તો મૃત્યુ ભય થાય છે.

ચંદ્ર–લગ્ન સ્વામીની સંપૂર્ણ દૃષ્ટિથી શુભ ગ્રહનો ઈત્થિશાલ યોગ થતો હોય, ચંદ્ર ઉદયનો તથા પાપ ગ્રહથી રહિત હોય તો પ્રયાણથી સુખ અને કાર્યસીદ્ધિ થાય છે.

ચર લગ્ન હોય, ચંદ્ર ચર રાશિમાં હોય, શુભ ગ્રહથી યુકત હોય તેમજ દૃષ્ટ હોય તો સુખ, જય, અર્થસિદ્ધિ અને કલ્યાણંદાયી તેમજ ઉપદ્રવ રહિત પ્રયાણ થાય છે.

દ્વિસ્વભાવ રાશિના લગ્ન, ચંદ્ર અને નવમાંશ હોય અને તે ગુરૂથી યુકત હોય તો માર્ગથી પાછા ફરવું પડે.

પાપ ગ્રહ આઠમા સ્થાને હોય તો ચોર ભય જાણવો પણ જો તે ઉચ્ચ રાશિનો હોય તો અશુભ ફળમાં ન્યુનતા જાણવી.

લગ્નમાં પાપ ગ્રહ હોય તો ચોર અને રોગથી ભય જાણવો. પાપ ગ્રહ ૩–૬ કે ૧૧ મા સ્થાનમાં હોય તો શત્રુનો નાશ જાણવો.

ચોથા સ્થાનમાં પાપ ગ્રહ હોય તો પ્રયાણમાંથી પાછા ફરવું પડે. અને કેન્દ્રમાં પાપ ગ્રહ હોય તો કાર્ય નાશ થાય છે.

લગ્નેશ નવમેશનો ઈત્થિશાલ ન હોય, પાપ ગ્રહ શત્રુ દૃષ્ટિથી જોતા હોય તો પરાજય અને રોગ થાય છે.

૬ અને ૧૨ સ્થાનનો સ્વામી ક્રૂર ગ્રહ હોય તો બંધન અને રોગ પીડા જાણવી.

લગ્નેશ ક્રૂર હોય તો મૃત્યુ અને ૭, ૮ સ્થાનનો સ્વામી ક્રુર હોય તો શત્રુ તથા ચોરોથી ભય જાણવો.

શુભ ગ્રહ કેન્દ્રમાં હોય તો જવું શુભ ફળદાયી થાય છે બીજે હોય તો ધન લાભ અને ચોથે હોય તો સિદ્ધિ થાય છે. એ પ્રમાણે ચંદ્રથી પણ ફળ જાણવું.

લગ્નમાં શુભ ગ્રહ હોય તો શરીર સુખ, ચોથે હોય તો સુખ, અર્થ ભોજ્ય વસ્તુ મનોરથની સીદ્ધિ, પાંચમે હોય તો સુખથી વિજય અને અર્થ લાભ, સાતમે હોય તો અર્થ સીદ્ધિ સ્થાન વસ્ત્રાદિની પ્રાપ્તી, દશમે હોય તો ધન વાહનની પ્રાપ્તિ, અગીયારમે હોય તો કાર્ય સીદ્ધિ સુખ-ધનનો લાભ થાય છે.

જો ચંદ્ર અને લગ્નેશ ત્રીજા સ્થાનના માલીકને શુભ દૃષ્ટિથી જોતા હોય, અગર શુભ ગ્રહ ત્રીજા સ્થાનમાં હોય તો મુસાફરી શુભ ફળદાયી થાય.

અશુભ ગ્રહ ત્રીજા સ્થાનમાં હોય અગર લગ્ન સ્વામી વક્રી હોય અગર ચંદ્ર અશુભ દૃષ્ટિ કે પાપ ગ્રહના સંયોગમાં હોય તો મુસાફરીની સફળતા સમજવી નહી.

નિષ્ફળતાના કારણું માટે અશુભ દૃષ્ટિ અને પાપ ગ્રહના સંયોગનો પ્રકાર ધ્યાનમાં લેવો.

## ( ૬ ) નગર પ્રવેશ ફળદાયી થશે કે ?

લગ્ને ધન સ્વામી યા તેની દૃષ્ટિ પણ હોય નહી તો ત્યાં કાર્ય સિદ્ધ થતું નથી.

૧૦, ૧૧ કે લગ્નમાં ધન સ્થાનનો સ્વામી હોય તો પ્રશ્ન કરનારનું કાર્ય સિદ્ધ થાય છે, અને ૩ અથવા ૯ સ્થાનમાં ધન સ્થાનનો સ્વામી હોય તો પ્રશ્ન કરનાર સારી રીતે પોતાનું કાર્ય કરી પોતાના ગામે પાછો આવે છે.

ધન સ્વામી પાપ ગ્રહ યુક્ત હોઈ ચોથા સ્થાનમાં હોય તો પ્રશ્ન કરનાર રોગી થઇ ઘેર આવે છે અથવા મૃત્યુ પામે છે અને ધન સ્વામી સાતમા સ્થાનમાં હોય તો કલેશ ઉત્પન્ન થાય છે અને પાપ ગ્રહ યુકત ચંદ્ર કેન્દ્ર સ્થાનમાં હોય તો પ્રશ્ન કરનારને મારામારીથી ઇજા થાય છે.

પાપ ગ્રહથી રહિત લગ્નેશ, નવમેશ, ચંદ્ર, કેન્દ્રમાં હોય અને શુભ ગ્રહથી દૃષ્ટ હોય તો શુભ ફળ જાણવું.

ધન સ્થાનનો સ્વામી વક્રી હોય તો ધન પ્રાપ્ત થાય, અને જો વધારે વક્રી હોય તો એ જગાએ વધુ રહેવાનું ન થાય તેમ લાભ પણ ન થાય. અતિ મંદગતિ હોય તો કાર્ય સીદ્ધિ થાય.

સૂર્ય ૩–૯ સ્થાનમાં હોય તો ફરી અર્થ સીદ્ધિ કરી આવવાનું થાય છે.

## ( ૭ ) પ્રવાસીને લાભ થશે કે ?

ગુરૂ પોતાની ઉચ્ચ રાશિમાં અથવા દશમા સ્થાનમાં હોય તો પ્રવાસીને ધન લાભ થાય છે તેમજ શુક્ર યા બુધ–ચંદ્ર દશમા સ્થાને હોય તોપણ લાભ થાય છે.

## ( ૮ ) પરદેશ ગયેલાના પાછા આવવા સંબંધી પ્રશ્ન.

લગ્ન સ્વામી ૯–૩–૮ કે ૨ જા સ્થાનમાં હોય તો પરદેશ ગયેલો માણસ આવે છે એટલે માર્ગમાં છે એમ જાણવું. ચંદ્રનો ઈત્થશાલ યોગ થાય, લગ્ન સ્વામી બારમા સ્થાનમાં હોય તો પ્રવાસી આવવા નીકળી ચૂકયો છે અને તે જલદી ઘેર આવે છે એમ જાણવું. અને રિપુ સ્થાનમાં લગ્નેશ હોય તો પ્રવાસી વિલંબે આવે છે.

ચર લગ્ન હોય તો તથા શુભ ગ્રહ ૩–૧–૪–૭–૧૦–૬–૫ કે ૨ જા સ્થાનમાં હોય, ચંદ્ર કે વક્ર ગતિવાળા ગ્રહ ઈત્થશાલ યોગમાં અથવા પૃષ્ઠોદય રાશિમાં હોય તો પરદેશ ગએલો થોડા વખતમાં આવે છે.

પ્રશ્ન લગ્ન ચર હોય અને લગ્ન સ્વામી શુભ ગ્રહથી યુકત યા દ્દષ્ટ હોય તો સંપૂર્ણ અર્થની સિદ્ધી સહિત પ્રવાસી વહેલો આવે એમ જાણવું.

જો દ્વિસ્વભાવ રાશિનું લગ્ન હોય અને લગ્ન સ્વામી શુભ ગ્રહથી યુકત યા દ્દષ્ટ હોય તો પ્રવાસી વિલંબે આવે, તેમજ સ્થિર લગ્ન હોય તો પ્રવાસી આવે નહિ અથવા લાંબે સમયે પ્રસિદ્ધિ પૂર્વક આવે એમ જાણવું.

૩, ૫, ૬, ૨ કે ૭ મા સ્થાનમાં વક્ર ગતિવાળા ગ્રહ હોય તો અને વિશેષમાં ગુરૂ કેન્દ્રમાં હોય, બુધ અને શુક્ર નવમા કે પાંચમા સ્થાનમાં હોય તો પરદેશ ગએલો જરૂર આવે છે.

શુક્ર અથવા ગુરૂ લગ્ને હોય તો આવનાર માર્ગમાં ચોરોથી સંકટમાં જાણવો; પણ શુક્ર ચંદ્ર સહિત સાતમા સ્થાનમાં હોય તો આવનારને હાનિ થતી નથી અને સ્ત્રી સુખ મળે છે.

ગુરૂ શુક્ર, બીજા ત્રીજા સ્થાનમાં હોય તો પ્રવાસી આવે છે. વળી એ બન્ને ચોથા સ્થાનમાં હોય, અને તે પર પૂર્ણચંદ્રની દૃષ્ટિ હોય તો પ્રવાસી દ્રવ્ય સહિત પોતાને ઘેર આવે છે.

સપ્તમેશ લગ્નમાં હોય અથવા લગ્નેશની સાથે ઇત્થશાલ યોગ કરતો હોય તો પ્રવાસી પોતાને ઘેર જલદીથી નિશ્ચય આવે છે.

કેન્દ્રમાં પાપ ગ્રહ ન હોય અને કેન્દ્ર દશમા, અગીયારમા સ્થાનમાં કે લગ્નમાં શુભ ગ્રહ હોય, અને ચંદ્ર આઠમા સ્થાનમાં હોય તો પ્રવાસી લાભ સહિત પોતાને ઘેર આવે છે.

ચોથા, સાતમા સ્થાનમાં યા ચર રાશિમાં ચંદ્ર હોય તો પ્રવાસી માર્ગમાં કહેવો. નવમા સ્થાનમાં શની પાપ ગ્રહથી યુકત યા દૃષ્ટ હોય, બીજા ગ્રહથી યુકત યા દૃષ્ટ ન હોય તો પ્રવાસી રોગી થઇને આવે છે.

બીજા સ્થાનોનો સ્વામી વક્રી હોય તો શુભ નથી; સિવાય શુભ જાણવું.

લગ્ન અગર ચોથા સ્થાનમાં રહેલા ગ્રહ સાથે લગ્નેશ ઇત્થશાલ યોગ કરતો હોય અથવા વક્રી લગ્નેશ સાતમા સ્થાને રહી લગ્નને જોતો હોય તો પ્રવાસી સુખ પૂર્વક આવશે.

લગ્ન બીજા, અને ત્રીજા સ્થાનમાં સર્વ ગ્રહો હોય તો પ્રવાસી આવશે. જો ઉકત સ્થાનોમાં ફકત શુભ ગ્રહ હોય તો નષ્ટ વસ્તુની પ્રાપ્તિ તથા ગએલાનું આગમન થશે એમ સમજવું.

કોઇ ગ્રહ સાતમા અગર છઠ્ઠા સ્થાનમાં હોય, કેન્દ્રમાં ગુરૂ હોય તો પ્રવાસી આવશે નવમા, પાંચમા સ્થાનમાં બુધ અથવા શુક્ર હોય તોપણ પ્રવાસી આવશે.

બીજા, ત્રીજા, આઠમા, નવમા સ્થાનમાં શુભ ગ્રહ ચર રાશિના હોય તો પ્રવાસી માર્ગમાં છે એમ જાણવું.

ચંદ્ર લગ્નેશ, વ્યય સ્થાનમાં અથવા લગ્નમાં હોઇ ઇત્થશાલ યોગ કરતા હોય તો પ્રવાસી આવશે.

પાંચમા સ્થાનમાં રહેલ ચંદ્ર, ત્રીજા સ્થાનમાં રહેલા ગ્રહ સાથે ઇત્થશાલ કરતો હોય અથવા ૭–૮–૨ કે ૪ સ્થાનમાં ચંદ્ર હોય તો પ્રવાસી આવશે.

લગ્ન, ચંદ્ર,. ચર રાશિ અથવા ચર રાશિના નવાંશમાં હોય અને ૧–૪–૭–૧૦–૫–૧૧ કે ૩ સ્થાનમાં શુભ ગ્રહ હોય તો પ્રવાસી આવશે. જો ૩–૫–૬–૯–૭ એ સ્થાનોમાં વક્રી ગ્રહ હોય તો પ્રવાસીનું શીઘ્ર આવાગમન થશે.

પૃષ્ટોદય રાશિમાં રહેલા ચંદ્રનો લગ્નમાં રહેલા ગ્રહની સાથે ઈત્થશાલ યોગ હોય તો પ્રવાસી વહેલો આવશે.

૯–૪–૨–૭ એ સ્થાનના સ્વામી સાથે ચંદ્રનો ઈસરાફ અથવા ઈત્થશાલ યોગ હોય તો પ્રવાસી આવશે.

## ( ૯ ) પ્રવાસી ક્યારે આવશે ?

લગ્નમાં રહેલો શુભ ગ્રહ જ્યારે ત્રીજા સ્થાનમાં જશે તે સમયે પોતાને ઘેરે પ્રવાસી આવશે.

ચંદ્ર, સાતમા સ્થાનમાંથી નીકળી કેન્દ્ર સ્થાનથી આગળના સ્થાનમાં જ્યારે જશે ત્યારે પ્રવાસી આવશે.

કોઈ બળવાન ગ્રહ લગ્નથી જેટલામા સ્થાને હોય તેટલા અંકને બારે ગુણતાં જે સંખ્યા આવે તેટલા દિવસોમાં પ્રવાસી આવશે. જો તે ગ્રહ વકી હોય તો ઉપર પ્રમાણેના દીવસોમાં પ્રવાસી આવીને પાછો જશે.

સાતમા સ્થાનનો સ્વામી લગ્નમાં જે સમયે પહોંચશે અથવા લગ્ન સ્વામી સાથે ઈત્થશાલ યોગ કરશે તે સમયે પ્રવાસી પોતાને ઘેર આવશે.

ચોથા સ્થાનમાં ચર રાશિમાં ગુરૂ, બુધ, શુક્ર હોય તો ઘણે દૂર ગયો હોય તોપણ પ્રવાસી તે સમયે આવશે.

ચંદ્ર ચોથા સ્થાને ચર રાશિ અગર ચર રાશિના નવાંશમાં હોય તો પ્રવાસી પોતાને ઘેર આવી ચૂકયો એમ જાણવું તેમજ ચોથું સ્થાન પોતાના સ્વામી અગર શુભ ગ્રહથી યુકત હોય તોપણ પ્રવાસી પોતાને ઘેર આવ્યો છે એમ જાણવું.

૨–૩ એ સ્થાનોમાં ગુરૂ, શુક્ર હોય તો પ્રવાસી જલદી આવશે.

શુક્ર, ગુરૂ, ચંદ્ર સહિત પાંચમા કે સાતમા સ્થાનમાં હોય તો પ્રવાસી જલદી આવશે.

સૂર્ય, શની, બુધ કે શુક્ર ચર લગ્નમાં હોય તો પ્રવાસી જલદી આવશે.

## ( ૧૦ ) પ્રવાસી પોતાના સ્થાનથી નીકળી ચુકયો કે નહિ ?

લગ્નેશ અને ચંદ્ર કેન્દ્ર સ્થાનમાંથી નીકળી અન્ય સ્થાનમાં રહ્યા હોય અને કેન્દ્રમાં રહેલા ગ્રહ સાથે ઈસરાફ યોગ કરતા હોય, . અગર ૧, ૩, ૮ એ સ્થાનોમાં સર્વ ગ્રહ હોય, અગર સાતમા સ્થાને ચંદ્ર હોય તો પ્રવાસી પોતાના સ્થાનથી નિકળી ચુકયો જાણવો.

૨, ૩, ૮ કે ૯ મા સ્થાનમાં લગ્નેશ હોય તો પ્રવાસી માર્ગમાં છે. ચર લગ્ન પોતાના સ્વામી અગર શુભ ગ્રહથી યુકત કે દૃષ્ટ હોય, પાપ ગ્રહથી યુકત કે દૃષ્ટ ન હોય તો પ્રવાસી પોતાના સ્થાનથી ચાલી નિકળ્યો નથી એમ જાણવું; જો બીજી રીતે હોય એટલે પાપ ગ્રહથી યુકત કે દૃષ્ટ હોય તો પોતાના સ્થાનથી પ્રવાસી નીકળી ચુકયો છે એમ જાણવું. સ્થીર લગ્ન હોય તો નીકળી ચુકયો નથી. જો દ્વિસ્વભાવ લગ્ન હોય અને પોતાનો સ્વામી શુભ ગ્રહથી પૂર્ણ દૃષ્ટ યા યુકત હોય તો નથી નીકળી ચુકયો; અને જો પાપ ગ્રહથી પૂર્ણ દૃષ્ટ યા યુકત હોય તો પ્રવાસી નીકળી ચુકયો છે એમ જાણવું.

## ( ૧૧ ) પ્રવાસી કેટલા રસ્તે આવ્યો છે ?

લગ્નના ભુક્તાંશ જેટલે રસ્તે પ્રવાસી આવ્યો જાણવો અને ભોગ્યાંશ જેટલો રસ્તો હજુ બાકી જાણવો.

## ( ૧૨ ) દૂર પરદેશમાં રહેલો જીવે છે ?

મંગળ દશમા સ્થાનમાં રહી વક્રગતિવાળા ગ્રહ સાથે ઇત્થશાલ યોગ કરતો હોય, ચંદ્ર શુભ ગ્રહોથી અદૃષ્ટ હોય, તો વિદેશમાં દૂર રહેલા પ્રવાસીનું મૃત્યુ જાણવું.

શુભ ગ્રહ ૬, ૮, કે ૧૨ મા સ્થાને હોય, નિર્બળ હોઈ પાપ ગ્રહોથી દૃષ્ટ હોય, ચંદ્ર સૂર્ય પાપ ગ્રહથી યુકત હોય તો દૂર રહેલા પ્રવાસીનું મૃત્યુ જાણવું.

લગ્નેશ ચંદ્ર ૬, ૮ કે ૪ સ્થાનમાં નીચ રાશિમાં હોય અને અસ્તના ન હોય તથા આઠમા સ્થાનના સ્વામીની સાથે ઇત્થશાલ યોગ કરતા હોય અથવા પાપ ગ્રહથી યુકત હોય તો વિદેશમાં રહેલી વ્યકિતનું મર્ણ જાણવું.

ચોથા સ્થાનમાં રહેલ ગ્રહ સાથે ચંદ્ર ઇત્થશાલ યોગ કરતો હોય અને શુભ ગ્રહથી યુકત હોય તો પરદેશમાં રહેલ વ્યકિત બહુ જીવનાર અને સુખી જાણવી.

ચંદ્ર શુભ ગ્રહથી યુકત અગર દૃષ્ટ હોઈ ચોથા સ્થાનથી ઉપરના સ્થાનમાં રહેલા ગ્રહ સાથે ઇત્થશાલ યોગ કરે તો વિદેશ ગએલ વ્યકિત સુખ પૂર્વક જીવે છે એમ જાણવું.

ચંદ્ર ચોથા સ્થાનમાંથી નીકળી સ્થાન સ્થિત વક્રી ગ્રહ સાથે ઇત્થશાલ યોગ કરતો હોય અને શુભ ગ્રહથી દૃષ્ટ હોય નહી તો વિદેશમાં રહેલાનું મર્ણ જાણવું.

પૃષ્ટોદય રાશિ ૧, ૫, ૬ કે ૯ સ્થાનમાં હોય અને ૧-૫-૯ સ્થાન પાપ ગ્રહથી યુક્ત હોય અથવા ૧-૪-૭, ૧૦, ૮, ૬ એ સ્થાનમાં પાપ ગ્રહ શુભ ગ્રહની દૃષ્ટિથી રહિત હોય તો વિદેશમાં રહેલાનું મૃત્યુ જાણવું અને જો સૂર્ય ભાગ્ય સ્થાનમાં હોય તો વિદેશમાં રહેલાને રોગથી પીડીત જાણવો.

શની નવમા સ્થાને હોય અને તે કોઇ પણ શુભ ગ્રહથી યુક્ત કે દૃષ્ટ ન હોય તો જેને માટે પ્રશ્ન કરવામાં આવ્યો હોય તે રોગથી પીડીત છે એમ જાણવું.

શની આઠમા સ્થાને હોય અને તે કોઇ પણ શુભ ગ્રહથી યુક્ત યા દૃષ્ટ ન હોય તો પરદેશ ગએલો તેજ દેશમાં મૃત્યુ પામ્યો જાણવો.

## ( ૧૩ ) નૌકા સહીસલામત પાર ઉતરશે ?

શુભ ગ્રહ કેન્દ્રમાં હોય, બળવાન હોય, અને પાપ ગ્રહ નિર્બળ હોય, બારમા, છઠ્ઠા, ત્રીજા કે નવમા સ્થાનમાં હોય તો નૌકા સહીસલામત પાર ઉતરશે.

પ્રશ્ન વખતે ચર લગ્ન હોય, તથા ચંદ્ર કેન્દ્રમાં હોય તોપણ નૌકા સહીસલામત પાર ઉતરશે.

મંગળ શનીનો ઇત્થશાલ યોગ થતો હોય, મંગળ લગ્ને કેન્દ્રમાં કે આઠમા સ્થાને હોય અને સૂર્યથી દૃષ્ટ હોય અને કેન્દ્ર સ્વામી ક્રૂર ગ્રહ યુક્ત હોય તો વસ્તુ અને મનુષ્યો સહિત નૌકા ડુબે છે.

કેન્દ્ર સ્વામી શની મંગળથી યુક્ત હોય તો કંઇક માણસો ડુબી જાય છે.

ચંદ્ર કે ગુરૂ પાપ ગ્રહ સાથે હોય તો નૌકા બગડવાથી મુશ્કેલીથી કિનારે આવે છે. આ યોગમાં મૃત્યુ યોગ હોય તો નૌકા સહીસલામત પાર ઉતરે છે. પણ જો સીદ્ધિ યોગ હોય તો સુખરૂપ નૌકા પાર ઉતરતી નથી.

બીજા સ્થાને મંગળ હોય તો નૌકા અકસ્માતથી નાશ પામે છે.

ચંદ્ર લગ્નેશ આઠમે નવમે નીચ યા શત્રુ રાશિના અગર અસ્તના હોય તો ધન હાની થાય છે.

ચંદ્ર લગ્નેશ અને અષ્ટમેશ એક સ્થાનમાં હોય તો નૌકા અને તેનો માલીક મૃત્યુ અથવા બંધન પામે છે. જો એ સ્થાનનો સ્વામી પાપ ગ્રહ હોય તો ખાસ કરીને એ પ્રમાણે ફળ જાણવું.

# પ્રકરણ ૨૧ મું.

## રાજ્યદ્વાર, પદવી, ધંધો, વેપાર, તેજીમંદી.

### ( ૧ ) રાજ્ય લાભ પ્રશ્ન.

લગ્નમાં દશમા સ્થાનનો સ્વામી યા શુભ ગ્રહ હોય ચંદ્ર અને લગ્નેશ દશમા સ્થાનમાં હોય, બળવાન હોય, શુભ ગ્રહોથી દષ્ટ હોય તો પ્રશ્ન કરનારને રાજ્ય લાભ થાય છે.

ગુરૂ બળવાન હોઈ શુભ ગ્રહથી યુક્ત અથવા દષ્ટ હોય અને પાપ ગ્રહથી રહિત હોય, ચંદ્ર મધ્યમ બળવાળો, અથવા બળરહિત હોય તો પ્રશ્ન કરનારને મુશ્કેલી રાજ્ય લાભ થાય છે.

લગ્નનો સ્વામી લગ્નમાં હોય અને સ્વગ્રહી અથવા પોતાની ઉચ્ચ રાશિમાં રહેલા ગ્રહોથી દષ્ટ હોય તો પ્રશ્ન કરનારને લાભ થાય છે.

મીન લગ્નમાં શુક્ર અને ગુરૂ હોય અને લાભ સ્થાનમાં મંગળ હોય તો પ્રશ્ન કરનારને રાજ્ય લાભ થાય છે.

વૃષભ લગ્નમાં બુધ, ચંદ્ર અને શુક્ર હોય અને કેન્દ્રમાં ગુરૂ હોય તો પ્રશ્ન કરનારને રાજ્ય લાભ થાય છે.

શુભ ગ્રહોનો ઈત્થશાલ યોગ થતો હોય, દશમા સ્થાંનનો સ્વામી લગ્ને કે પોતાની ઉચ્ચ રાશિમાં હોય તો રાજ્ય લાભ થાય છે અને લગ્ન સ્વામી લગ્ને અને મંગળ લગ્ને અથવા પોતાની ઉચ્ચ રાશિમાં હોય તો રાજ્ય લાભ થાય છે.

ચંદ્ર કેન્દ્રમાં પોતાના સ્થાનમાં કે પોતાની ઉચ્ચ રાશિમાં હોય અથવા દશમા સ્થાનના સ્વામી સાથે ઈત્થિશાલ યોગ કરતો હોય અને લગ્ન સ્વામી ચોથા સ્થાનમાં હોય તો પ્રશ્ન કરનારને રાજ્ય લાભ થાય છે.

ચંદ્ર કેન્દ્રમાં હોય, બળવાન હોય, શુભ ગ્રહથી યુકત અને ક્રૂર ગ્રહથી રહીત હોય તો નિશ્ચય લાભ થાય છે પણ બળહીન અથવા નીચ રાશિમાં હોય તો લાભ થતો નથી.

દશમા સ્થાનનો સ્વામી લગ્ન સ્વામી અથવા ચંદ્ર સાથે જો ઇત્થશાલ યોગ કરતો હોય અને શુભ ગ્રહ ઉચ્ચ રાશિમાં અથવા દશમા સ્થાનમાં રહી દેખતા હોય તો નિશ્ચય રાજ્ય લાભ કહેવો.

ચંદ્ર દશમા સ્થાનનો સ્વામી અને લગ્ન સ્વામી દશમા સ્થાને હોય અથવા શુભ ગ્રહથી દૃષ્ટ હોય અને શુભ ગ્રહ પોતાની ઉચ્ચ રાશિમાં હોય તો પ્રશ્ન કરનારને ઘણોજ રાજ્ય લાભ થાય છે.

જે સ્થાનમાં લગ્ન સ્વામી હોય તે સ્થાનમાં તે સ્થાનનો સ્વામી શુભ ગ્રહ હોય તો કાર્યની સીદ્ધિ કહેવી અને શુભ ગ્રહ નીચ રાશિના અથવા અસ્તના હોય તો પ્રશ્ન કરનારનું કાર્ય સિદ્ધ થતું નથી.

બારમા સ્થાનનો સ્વામી અને પાપ ગ્રહ ઈત્થિશાલ યોગ કરતા હોય, અને એ બેમાંથી એક દશમા સ્થાને હોય તો રાજ્યની મધ્યમાં રાજાનું બંધન થાય છે, તેમજ લગ્નથી ૧–૪ કે ૭ સ્થાનમાં એ ગ્રહનો ઈત્થિશાલ યોગ થાય તો પણ રાજપદ ભ્રષ્ટ થાય છે.

લગ્નેશ અને દશમા સ્થાનનો માલીક ઉચ્ચના હોઈ સાથે હોય તો રાજ્ય લાભ જાણવો.

લગ્નેશ નિર્બળ થઈ ૬–૧૨ સ્થાનમાં હોય અથવા દશમા અને આઠમા સ્થાનનો સ્વામી બન્નેની સાથે ઇત્થશાલ યોગ કરતો હોય અથવા કેન્દ્ર યા અષ્ટમ સ્થાનમાં પાપ ગ્રહ હોય તો રાજ્ય લાભ મળ્યા બાદ રાજાનું બંધન થાય છે.

બારમા અને દશમા સ્થાનના સ્વામીઓ શનીની સાથે દશમા સ્થાનમાં ઇત્થશાલ યોગ કરતા હોય તો રાજ્ય લાભ મળ્યા બાદ રાજાનું બંધન થાય છે. શની ચોથે કે સાતમે હોય તો રાજ્ય મળે પણ રાજા પદભ્રષ્ટ થાય છે.

## ( ૨ ) રાજાની મુલાકાત અને લાભ થશે કે નહિ ?

દશમા સ્થાનનો માલીક લગ્નેશ અથવા સૂર્ય સાથે ઈત્થશાલ યોગ કરે તો રાજ્યદ્વારમાં જવાથી રાજાની મુલાકાત થાય અને તે ફળદાયી થાય.

લગ્નેશ અને લાભેશનો ઇત્થશાલ યોગ થતો હોય અને એ બન્નેને શુભ ગ્રહ મિત્ર દૃષ્ટિથી જોતા હોય તો રાજાથી તાત્કાલિક લાભ થાય છે; પણ જો લગ્નેશ અને લાભેશ શત્રુ દૃષ્ટિથી દૃષ્ટ હોય તો લાંબે સમયે મુલાકાત યા લાભ થાય.

લગ્નેશ, લાભેશ, ચંદ્ર એમનો કંબુલ યોગ થાય અને કેન્દ્રમાં સ્થિર રાશિ હોય તો રાજાથી લાંબા સમયે ઘણા દ્રવ્યનો લાભ થાય છે; અને દશમા સ્થાને દ્વિસ્વભાવ રાશિ હોય તો લાંબા સમયે સ્વલ્પ ધન લાભ થાય છે.

ગુરૂ નિર્બળ હોય તો આશાનો ભંગ કહેવો અને ગુરૂ શુભ ગ્રહની સાથે હોય, પોતાની ઉચ્ચ રાશિમાં હોય, બળવાન હોય, કેન્દ્રમાં હોય તો રાજાથી આશા પૂર્ણ થાય છે.

ગુરૂ કેન્દ્રમાં હોય અને ઉચ્ચનો હોય તો સંપૂર્ણ, પોતાની રાશિનો હોય તો ¾ પોતાની હદ્દા પર હોય તો ½ અને કેન્દ્રથી બહાર હોય તો સ્વલ્પ આશા પૂર્ણ થાય.

## ( ૩ ) રાજ્યની–રાજ્યાધિકારની સ્થિરતા–અસ્થિરતા વિષે પ્રશ્ન.

દશમા સ્થાનનો સ્વામી અને લગ્ન સ્વામી કેન્દ્રમાં હોય અને શુભ ગ્રહ સાથે ઈત્થશાલ યોગ થાય તો પૂછનારનું પદ સ્થિર જાણવું; અને એ પ્રમાણે પાપ ગ્રહો સાથે ઈત્થશાલ યોગ થતો હોય તો વિપરીત ફળ સમજવું.

લગ્નેશ ત્રીજા અથવા નવમા સ્થાનમાં હોય, ત્રીજા, નવમા સ્થાનના માલીકનો ઇત્થશાલ યોગ હોય તો અસ્થિરતા કહેવી; લગ્નેશ કેન્દ્રમાં હોય, ત્રીજા અથવા નવમા સ્થાનના સ્વામીઓનો ઇસરાફ યોગ થાય તો ગએલું પદ ફરી મળે છે.

દશમા સ્થાનનો સ્વામી પોતાના સ્થાનમાં શુભ ગ્રહથી દૃષ્ટ હોય અથવા પૂર્ણચંદ્ર સાથે ઇત્થશાલ યોગ કરતો હોય, અથવા ગુરૂ પોતાની રાશિનો અગર પોતાની ઉચ્ચ રાશિનો હોઈ કેન્દ્રમાં હોય અથવા દશમા સ્થાનના સ્વામી સાથે ઇત્થશાલ યોગ કરતો હોય તો પદ સ્થિર જાણવું.

ચોથા સ્થાનમાં રહેલા દશમેશ લગ્નેશનો, ચંદ્ર સાથે ઈત્થશાલ યોગ થાય તો ખોટા વર્તનથી રાજ્ય–રાજ્યાધિકાર જાય. લગ્નના નીચેશનો, ચંદ્ર સાથે ઈત્થશાલ યોગ થાય તોપણ ખોટા વર્તનથી રાજ્ય હાનિ જાણવી.

દશમેશનો પોતાના નીચેશ સાથે ઇત્થશાલ યોગ થાય તો રાજ્ય હાની થાય.

લગ્નેશ ૩–૯ સ્થાનમાં રહી ત્રીજા નવમા સ્થાનના સ્વામી સાથે ઇત્થશાલ યોગ કરે તો રાજ્યની સ્થિરતા અને વૃદ્ધિ જાણવી.

ત્રીજા નવમા સ્થાનના સ્વામી સાથે ઇસરાફ યોગ કરે તો, નવમા સ્થાનનો સ્વામી કેન્દ્રમાં હોય તો ગએલો રાજ્ય–રાજ્યાધિકાર ફરી પ્રાપ્ત થાય.

## ( ૪ ) મને કયારે સારી પદવી મળશે ?

દશમેશ અને લગ્નેશને શુભ દૃષ્ટિ થવાનો સમય ધ્યાનમાં લેવો. જ્યારે શુભ દૃષ્ટિ થાય ત્યારે સારી પદવી મળશે એમ સમજવું.

જો દશમેશ અને લગ્નેશની દૃષ્ટિ થતી ન હોય તો સૂર્ય અને લગ્નેશથી, દશમેશ અને દશમા સ્થાને રહેલા ગ્રહોથી વિચાર કરવો.

જ્યારે સૂર્ય અને લગ્નેશ વચ્ચે શુભ દૃષ્ટિ થશે ત્યારે સારી પદવી મળશે એમ સમજવું તેવીજ રીતે દશમેશ અને દશમા સ્થાને રહેલા ગ્રહોથી પણ અનુમાન કરવું.

## ( ૫ ) નૃપ મંત્રી સ્નેહ પ્રશ્ન.

લગ્નેશ અને સપ્તમેશનો ઇત્થશાલ યોગ અથવા કંબુલ યોગ થતો હોય અને અશુભ ગ્રહની દૃષ્ટિ હોય તોપણ રાજા મંત્રીની સ્નેહ દૃષ્ટિ–મૈત્રી રહે છે.

## ( ૬ ) મારે કયો ધંધો કરવો ?

દશમું સ્થાન અને તેનો માલીક ધંધાનો પ્રકાર જણાવે છે.

કર્ક, વૃશ્ચિક, અને મીન રાશિ દશમા સ્થાને હોય તો પ્રવાહીના સંબંધવાળા દરેક વેપાર, અગર જ્યાં કોઈ પણ જાતના પાણી કે પ્રવાહીની મદદથી ચીજો બનાવવામાં આવતી હોય તેવા ધંધામાં ફતેહ આપે છે.

મેષ, સીંહ, અને ધન રાશિ દશમા સ્થાને હોય તો અગ્નીના સંબંધવાળા દરેક વેપાર અગર જ્યાં સંબંધવાળી ચીજો બનાવવામાં અગ્નીનો ઉપયોગ કરવામાં આવતો હોય તેવા ધંધામાં ફતેહ આપે છે. વળી જીંદગી સાથે સંબંધ રાખતા ધંધાઓ જેવા કે, ડૉક્ટર સરજન વગેરેમાં ફતેહ આપે છે.

મિથુન, તુલા અને કુંભ રાશિ દશમા સ્થાને હોય તો સુધારાના અને અક્કલના ધંધા જણાવે છે જેવા કે, વકીલ, કારકુન, આરટીસ્ટ લેખક વગેરે.

વૃષભ, કન્યા અને મકર રાશિ દશમા સ્થાને હોય તો મજુરી અને સખ્ત કામના ધંધા બતાવે છે જેવા કે માળી, સુથાર, લુહાર, કડીઆ, કારીગરો વગેરે.

દશમા સ્થાનની રાશિના વધારામાં તેના માલીકને પણ તપાસવો, દશમા સ્થાનની રાશિ અને તેને મળતી બીજા ગ્રહોની દૃષ્ટિ, અને લગ્નેશ યા ચંદ્ર પ્રથમ કોની સાથે શુભ દૃષ્ટિ કરે છે તે જુઓ અને છઠ્ઠા સ્થાન સાથે મેળવો કારણ કે તે મહેનત–પ્રયત્નનું અનુમાન અને અનુસરવાની યોગ્યતા સુચવે છે અને બીજું સ્થાન આર્થિક લાભનું પરિણામ દેખાડે છે.

જો ફોરચ્યુન ગુરૂ કે શુક્ર દશમા સ્થાને હોય તો પ્રશ્ન કર્તાએ ધંધો શરૂ કરવો પણ જો ગમે તે એક અશુભ દૃષ્ટિ–યોગમાં કે અશુભ દૃષ્ટિમાં ચંદ્ર કે લગ્નેશ સાથે હોય તો ધંધાની શરૂઆત કરવી નહી.

આ પ્રશ્નનો નિર્ણય કરવા ભાગ્યેશ અને બુધને પણ તપાસવો.

## ( ૭ ) વેપારમાં લાભ થશે કે ?

શુભ ગ્રહ ૧, ૨, ૧૧, કે ૧૦ મા સ્થાનમાં હોય, પાપ ગ્રહ ૭, ૩, કે ૬ સ્થાનમાં હોય, ચંદ્ર પોતાની કે પોતાની ઉચ્ચ રાશિમાં હોય, લગ્ન સ્વામી પણ ઉચ્ચ રાશિમાં હોય તો વેપારમાં સંપૂર્ણ લાભ જાણવો.

## ( ૮ ) તેજીમંદી પ્રશ્ન.

કોઇ પણ ચીજની તેજીમંદી જાણવા માટે પ્રથમ તેની રાશિ જાણવી જોઇએ તેથી દરેક રાશિની ચીજો આ નીચે જણાવવામાં આવી છે.

| રાશી. | ચીજ. |
|---|---|
| મેષ. | સોનું, મસુર, રાળ, શાલ–કામળ ગુંદર, ઉન, અળશી, જમીનમાં થનારાં ઔષધો. |
| વરખ. | કાપડ, ભેંસ–પાડા, બળદ, સરસ. |
| મિથુન. | રૂ, કપાસ, બાજરી, જુવાર, ગુવાર, મકાઈ, ડાંગર. |
| કર્ક. | કોદરા, કેળાં, જાયફળ, તમાલપત્ર, તજ, દ્રાક્ષ, નારીયેળ. |
| સિંહ. | ખટરસ, ચામડા. |
| કન્યા. | મગ, કલથી, ભોયસીંગ, મઠ, વટાણા, વાલ. |
| તુલા. | અડદ, સરસવ, હરડે, એરંડી. |
| વૃશ્ચિક. | સેરડી, લોખંડ, બકરાં, જોડા, પિત્તનાં શાકફળ, કાંસુ. |
| ધન. | ઘોડા, હાથી, મીઠું, મૂળ, તલ, અસ્ત્રશસ્ત્ર. |
| મકર. | ઝાડ, મજીઠ, કાળી લોખંડની ચીજો. |
| કુંભ. | જળમાં થનારાં ફળ, ફુલ, અફીણ, ચીત્રવીચીત્ર ચીજો, સુતર. |
| મીન. | હીરા, મોતી, ચાંદી, તેલ અત્તર વગેરે સુગંધી પ્રવાહી. |

જે ચીજની તેજીમંદી જાણવી હોય તે ચીજની રાશિથી કેટલામી રાશિમાં સૂર્યાદિ ગ્રહો છે તે તપાસી નીચેના નિયમોને ધ્યાનમાં લઈ તેજીમંદીનો નિર્ણય કરવો.

૧. જે ચીજની રાશિથી સૂર્ય, મંગળ, શની, રાહુ કેતુ કે ક્ષીણ ચંદ્રમાંથી કોઈ પણ એક ગ્રહ ૩–૬–૧૦ કે ૧૧ મી રાશિમાં હોય તે ચીજની મંદી તેમજ ૧–૨–૪–૫–૭–૮–૯ કે ૧૨ મી રાશિમાં હોય તો તેજી જાણવી.

૨. જે ચીજની રાશિથી ચંદ્ર, ૪–૮ કે ૧૨ મી રાશિમાં હોય તે ચીજની તેજી તેમજ ૧–૨–૩–૫–૬–૭–૯–૧૦ કે ૧૧ મી રાશિમાં હોય તો મંદી જાણવી.

૩. જે ચીજની રાશિથી બુધ ૨–૫–૮–૧૦ કે ૧૧ મી રાશિમાં હોય તે ચીજની મંદી અને ૧–૩–૪–૬–૭–૯ કે ૧૨ મી રાશિમાં હોય તો તેજી જાણવી.

૪. જે ચીજની રાશિથી ગુરૂ ૨–૪–૫–૭–૯–૧૦ કે ૧૧ મી રાશિમાં હોય તે ચીજની મંદી અને ૧–૩–૬–૮ કે ૧૨ મી રાશિમાં હોય તે ચીજનો તેજી જાણવી.

૫. જે ચીજની રાશિથી શુક્ર ૧–૨–૩–૪–૫–૮–૯–૧૦–૧૧ કે ૧૨ મી રાશિમાં હોય તે ચીજની મંદી અને ૬ કે ૭ મી રાશિમાં હોય તો તેજી જાણવી.

૬. જે રાશિની ચીજની તેજી (નીયમ ૧ થી ૫ પ્રમાણે) થવી જોઇએ તે રાશિ જો કોઈ બળવાન અશુભ ગ્રહથી દૃષ્ટ હોય તો જરૂર તેજી થાય છે. પણ બળવાન શુભ ગ્રહથી દૃષ્ટ હોય તો તેજી થતી નથી.

૭. સૂર્ય યા ચંદ્ર તેજી (નીયમ ૧–૨ પ્રમાણે) કરતા હોય પણ તે મીત્ર ગ્રહથી યુકત યા પૂર્ણ દૃષ્ટ હોય તો તેજી ન કરતાં મંદી કરે છે તેવીજ રીતે મંદી કરતા હોય પણ શની, રાહુ, કે કેતુથી યુકત અગર પૂર્ણ દૃષ્ટ હોય તો મંદી ન કરતાં તેજી કરે છે.

૮. જે રાશીથી ૧–૨–૪–૫–૬–૭–૯ કે ૧૨ મી રાશિમાં બળવાન પાપ ગ્રહ હોય તે રાશિની ચીજોના ભાવમાં ઘણી તેજી થશે એમ જાણવું.

૯. તમામ ગ્રહો તપાસી તેમના (૧) તેજી કરનાર ગ્રહો અને (૨) મંદી કરનાર ગ્રહો એવા બે વર્ગ પાડવા અને બળવાનથી નિર્ણય કરવો. જ્યારે તેજીકારક ગ્રહો અને મંદીકારક ગ્રહોનું સરખું બળ હોય ત્યારે ગુરૂથી નિર્ણય કરવો.

૧૦. તેજી કરનાર ગ્રહો રાશિ બદલે ત્યાં સુધી તેજી અને મંદી કરનાર ગ્રહો રાશિ બદલે ત્યાં સુધી મંદી રહેશે એમ જાણવું.

## ( ૯ ) વેચાણ ખરીદી પ્રશ્ન.

લગ્નેશ ખરીદનાર અને લાભ સ્થાનનો સ્વામી વેચનાર છે.

લગ્ન બળવાન હોય તો ખરીદવું અને વેચવું ફળદાયી છે.

લગ્નેશ અને સપ્તમેશનો ઇત્થશાલ હોય તો પોતાની જાતે ખરીદ અને વેચાણ કરવામાં લાભ છે; અને મિત્ર દૃષ્ટિથી બન્નેનો ઇત્થશાલ થતો હોય તથા લગ્નેશ સપ્તમેશ મકર રાશિમાં હોય તો બીજા મારફત ખરીદી વેચાણ કરવામાં લાભ જાણવો.

પંચમેશ અને સપ્તમેશ મિત્ર દૃષ્ટિથી યુકત હોય તો મિત્ર સાથેનું વેચાણ ધનદાયી થાય છે. તેવીજ રીતે ચતુર્થેશ અને સપ્તમેશ મિત્ર દૃષ્ટિથી યુકત હોય તો ખરીદનાર મિત્રથી ધન લાભ થાય છે.

લગ્નેશ લગ્નને પૂર્ણ દૃષ્ટિથી જોતો હોય તો ખરીદીથી લાભ થશે એમ સમજવું, જેટલા પ્રમાણમાં લગ્નેશ ઉદયનો, મિત્રની રાશિનો કે વર્ગોતમાં હોઈ દૃષ્ટિ કરતો હશે તેટલા પ્રમાણમાં લાભ સમજવો.

લાભ સ્થાન લાભેશથી યુકત કે દૃષ્ટ હોય તો વેચવાથી લાભ સમજવો.

# પ્રકરણ ૨૨ મું.

## મિત્ર સંબંધી.

### (૧) મિત્ર સ્નેહ પ્રશ્ન.

લગ્ન, લગ્નેશ અને ચંદ્રથી પ્રશ્ન કર્તા સમજવો. લગ્ન સ્વામી લાભ સ્થાનમાં અને લાભ સ્થાનનો માલિક લગ્નમાં હોય તો બન્નેની ઉત્તમ મૈત્રી જાણવી; તેમજ લગ્ન અને લાભ સ્થાનના સ્વામી બન્ને કેન્દ્રમાં હોય તો બન્ને મિત્રોની દૃઢ મિત્રતા જાણવી.

લગ્ન અને અગીયારમા સ્થાનના સ્વામીનો ઇત્થશાલ યોગ હોય અથવા બન્ને પરસ્પર મીત્ર દૃષ્ટિથી જોતા હોય તો મૈત્રી જાણવી.

કેન્દ્રથી બીજા સ્થાને રહીને લગ્ન સ્વામી અને લાભ સ્થાનનો સ્વામી પરસ્પર મીત્ર દૃષ્ટિથી જોતા હોય તો પ્રથમ દ્રઢ મૈત્રી થશે અને કેન્દ્રથી ત્રીજે સ્થાને હોય તો પૂર્ણ મૈત્રી થશે એમ જાણવું.

લાભ સ્થાન અને તેમાં રહેલા ગ્રહોને બરાબર તપાસવા. વળી લાભેશ અને તેની દૃષ્ટિ પણ ધ્યાનમાં લેવી.

જો લગ્નેશ અને લાભેશ શુભ દૃષ્ટિમાં હોય તો મૈત્રી સમજવી પણ અશુભ દૃષ્ટિમાં હોય તો અગર અશુભ યોગમાં હોય તો મૈત્રી સમજવી નહી.

બુધ મિત્રકારક છે તેથી આ પ્રશ્નનો નિર્ણય કરવામાં બુધની સ્થીતિ અને દૃષ્ટિ પણ ધ્યાનમાં લેવી જોઇએ.

### (૨) મિત્રોથી લાભ થશે કે હાનિ ?

દશમા અગર અગીયારમા સ્થાનમાં ચોથા સ્થાનનો સ્વામી હોઇ બુધથી યુક્ત હોય તો મિત્રથી લાભ થાય; તેમજ દશમા સ્થાનમાં ત્રીજા સ્થાનનો સ્વામી હોઇ બુધથી યુક્ત હોય તોપણ મિત્રથી લાભ જાણવો.

ત્રીજા અગર ચોથા સ્થાનમાં દશમા સ્થાનનો સ્વામી હોય તો મિત્રથી લાભ જાણવો.

ચંદ્ર શનીથી યુક્ત યા દૃષ્ટ હોય તો મિત્રથી હાનિ થાય છે; તેમજ સાતમું સ્થાન પાપ ગ્રહથી યુક્ત હોય તોપણ મિત્રથી હાનિ થાય.

# પ્રકરણ ૨૩ મું.

## બંધન અને વ્યય બાબત.

### ( ૧ ) બંધન મુક્તિ પ્રશ્ન.

કેન્દ્ર સ્વામી કે લગ્ન સ્વામી કેન્દ્રમાં ઇત્થશાલ યોગ કરતા હોય તો કેદી છૂટશે નહી એમ જાણવું.

લગ્નેશ લગ્ને હોય, કેન્દ્ર સ્વામી અગર પાપ ગ્રહ કેન્દ્રમાં હોય તો લાંબે સમયે છુટકારો થાય.

આઠમા સ્થાનના સ્વામીનો ચોથા સ્થાનમાં પાપ ગ્રહ સાથે અગર લગ્નેશ સાથે ઇત્થશાલ યોગ થાય તો જીવન પર્યંતનું બંધન જાણવું.

ચંદ્ર શનીથી દૃષ્ટ અથવા યુકત હોય તો ઘણી લાંબી કેદ ભોગવવી પડે અને શરીરને કષ્ટ થાય.

કેન્દ્રમાં રહેલો ચંદ્ર મંગળથી દૃષ્ટ અથવા યુકત હોય તો બંધન ઉપરાંત માર પણ પડે છે.

લગ્ન સ્વામીનો નવમેશ કે તૃતિયેશ સાથે ઇત્થશાલ યોગ થાય તો કેદી વગર પ્રયત્ને છુટી જાય છે. લગ્નેશ કેન્દ્રમાં હોય તો વિલંબે છુટે છે. ધન સ્થાનનો સ્વામી કેન્દ્ર કે ચોથા સ્થાનમાં હોય તો ઘણા દીવસો સુધી બંધન ભોગવવું પડે.

લગ્નેશ કેન્દ્રમાં રહી આપો કિલમ સ્થાનમાં રહેલા ગ્રહ સાથે અથવા ૩-૯ સ્થાનના સ્વામી સાથે ઇત્થશાલ યોગ કરે, તેમજ ચંદ્ર અને લગ્ન સ્થિર રાશિમાં હોય, અથવા લગ્નેશ કેન્દ્રેશની સાથે યોગ કરતો હોય તો તત્કાળ બંધન મુકિત જાણવી.

લગ્નેશ ચોથા સ્થાનમાં બારમા સ્થાનના સ્વામી સાથે ઇત્થશાલ યોગ કરે તો ઘણો ખર્ચ કરવાથી બંધનમાંથી છુટાય. કેન્દ્રમાં શુભ ગ્રહનો ઇત્થશાલ કે કંબુલ યોગ થતો હોય તો લાંબે સમયે બંધન છુટે છે.

આપો કિલમ સ્થાનમાં લગ્નેશને પાપ દ્વાદશેશ જોતો હોય તો ઘણો લાંબો સમય બંધન રહે.

લગ્નેશ અને ચંદ્ર શુભ ગ્રહથી યુકત હોય તો સારા છે. કેન્દ્રમાં રહેલ લગ્નેશ સાથે ઇત્થશાલ યોગ હોય તો છુટકારો થતો નથી.

ચંદ્ર લગ્નેશનો ઇત્થશાલ યોગ હોય તો મહામહેનતે છુટકારો જાણવો.

અષ્ટમેશ પાપ ગ્રહ અને લગ્નેશનો ચોથા સ્થાનમાં ઈત્થશાલ યોગ થાય તો બંધનથી મૃત્યુ; તેમજ ચોથા સ્થાનમાં પાપ ગ્રહ હોય અને ચંદ્રનો ઈત્થશાલ યોગ થતો હોય તોપણુ મૃત્યુ થાય.

અષ્ટમેશ અને ચંદ્રનો ઈત્થશાલ યોગ થતો હોય તો અથવા લગ્નેશ અસ્તનો યા ક્રૂર ગ્રહથી દૃષ્ટનો હોય તો મૃત્યુ જાણવું.

લગ્નેશ અને ચંદ્ર ચર રાશિના હોય તો બંધન પામેલો છુટી જાય છે; કર્ક રાશિમાં હોય તો લાંબે સમયે કષ્ટથી છુટે છે; મિત્ર રાશિનો ચંદ્ર હોય તો વિલંબે છુટે છે. અને દ્વિસ્વભાવ રાશિમાં હોય તો લાંબે સમયે છુટે છે.

નવમા સ્થાને રહેલ ચંદ્ર કે લગ્નેશનો ત્રીજા સ્થાને રહેલા ગ્રહ સાથે ઈત્થશાલ યોગ થાય તો સૂખપૂર્વક છુટકારો થાય છે.

ત્રીજે રહેલા ચંદ્ર કે લગ્નેશનો તૃત્રીયેશ યા નવમેશ સાથે ઈત્થશાલ યોગ થાય તો સૂખપૂર્વક છુટકારો થાય છે.

દશમા સ્થાનમાં બારમાનો સ્વામી અને લગ્નેશનો ઈત્થશાલ યોગ થાય તો બંધન પામેલો મૃત્યુ પામે છે.

બારમા સ્થાનમાં લગ્નેશ નવમેશ કે તૃતીયેશ સાથે ઇત્થશાલ યોગ કરે તો બંદીવાન નાશ પામે છે.

દશમા સ્થાનમાં પોતાની રાશિનો ચંદ્ર અને લગ્નેશ ત્રીજે રહેલા ગ્રહ સાથે ઈત્થશાલ યોગ કરે તો બંધનથી છુટકારો થાય છે.

શનીથી યુકત કે દૃષ્ટ ત્રીજે રહેલો ચંદ્ર ચોથે રહેલા ગ્રહ સાથે ઇત્થશાલ યોગ કરે તો લાંબા સમય સુધી કેદ ભોગવી શરીરે કષ્ટ ભોગવે છે, અને રોગથી પીડાય છે.

બીજાનો સ્વામી ચોથા સ્થાનમાં હોય તો લાંબો સમય બંધન રહે છે.

લગ્નેશ લગ્નમાં અગર ૩–૬–૯–૧૨ એ સ્થાનોમાં હોય અથવા તે સ્થાનના માલીકો સ્વગ્રહી હોય તો બંધન પામેલાની મુકતી સમજવી.

આ યોગ પાપ ગ્રહનો હોય તો જલદી છુટકારો થાય છે પણ શુભ ગ્રહનો હોય તો તેથી ઉલટું સમજવું.

## ( ૨ ) ખર્ચ સંબંધી પ્રશ્ન.

બારમા સ્થાને શુભ ગ્રહ હોય તો વીવાહ કુટુંબ મીત્રો વગેરેથી શુભ ખરચ, પાપ ગ્રહ હોય તો અગ્ની અને ચોરોથી, મંગળ હોય તો વ્યભીચારથી, બુધ હોય તો વ્યાપાર અને વાહન વગેરેથી, ગુરૂ હોય તો ધર્મકાર્યથી, શુક્ર હોય તો સ્વામીથી, સૂર્ય હોય તો રાજ્યદ્વારથી, ચંદ્ર હોય તો ક્રીડા સુખને માટે અને શની રાહુ હોય તો અશુભ કામ માટે ખર્ચ થાય.

# પ્રકરણ ૨૪ મું.

## મૂક પ્રશ્ન અને મૂષ્ટિ જ્ઞાન.

### ( ૧ ) મૂક પ્રશ્ન.

પ્રશ્નનો વિષય મનમાં રાખી પ્રશ્ન કરવામાં આવે તો સમયની કુન્ડલી તપાસી સ્વગ્રહી ગ્રહ ઉપરથી તેમજ દેહાદિ બાર સ્થાનોમાં રહેલા ગ્રહો ઉપરથી પ્રશ્ન વિષયનો નિર્ણય કરવો.

#### સ્વગ્રહી ગ્રહો ઉપરથી.

| ગ્રહ. | પ્રશ્નનો વિષય. | ગ્રહ. | પ્રશ્નનો વિષય. |
|---|---|---|---|
| સૂર્ય | રાજા અને રાજદ્વારી બાબત. | ગુરૂ | મિત્ર, ધર્મ, રાજા વગેરે. |
| ચંદ્ર | ખેતર-ભુમિ, શત્રુ ભય વગેરે. | શુક્ર | સમ્પૂર્ણ સુખ અને શુભ બાબત વગેરે. |
| મંગળ | અગ્નિ ભય, રાજ્ય ભય, શત્રુ ભય વગેરે. | | |
| બુધ | ખેતર, ખેતીવાડી, ખળ અને આયુદ્ધ વગેરે. | શની | મનુષ્ય, મકાન, પૃથ્વિ, પિતૃ રાજ્યદ્વાર, વિવાહ વગેરે. |

#### સૂર્યાદિ ગ્રહો લગ્નથી બારે સ્થાનમાં રહેવા ઉપરથી.

##### સૂર્ય.

| સ્થાન. | પ્રશ્નનો વિષય. | સ્થાન. | પ્રશ્નનો વિષય. |
|---|---|---|---|
| ( ૧ ) | પાખંડી, અસત્ય, મંત્રી વગેરે. | ( ૭ ) | સ્ત્રી. |
| ( ૨ ) | કાર્ય બળ. | ( ૮ ) | નૌકા. |
| ( ૩ ) ( ૪ ) | કાર્ય, બળ, વિવાદ વિવાહ વગેરે. | ( ૯ ) | પરદેશી માનવી. |
| | | ( ૧૦ ) | રાજ્યદ્વાર. |
| ( ૫ ) | સંતાન, અન્ય માનવી વગેરે. | ( ૧૧ ) | ધન. |
| ( ૬ ) | કાર્ય અથવા માર્ગ ચિન્તા વગેરે. | ( ૧૨ ) | માર્ગ, શત્રુ વગેરે. |

##### ચંદ્ર.

| સ્થાન. | પ્રશ્નનો વિષય. | સ્થાન. | પ્રશ્નનો વિષય. |
|---|---|---|---|
| ( ૧ ) | ખેતર, ભૂમિ, ધન, આસન, ભોજ્ય પદાર્થ વગેરે. | ( ૩ ) | વૃષ્ટિ. |
| | | ( ૪ ) | માતા અથવા ઘર. |
| ( ૨ ) | ધન, પરદેશ, વિવાદ. | ( ૫ ) | સંતાન બાબત. |

| સ્થાન. | પ્રશ્નનો વિષય. | સ્થાન. | પ્રશ્નનો વિષય. |
|---|---|---|---|
| ( ૬ ) | રોગી બાબત. | ( ૧૦ ) | ક્ષેત્ર-ભૂમિ, ખળ વગેરે. |
| ( ૭ ) | સ્ત્રી બાબત. | ( ૧૧ ) | પવિત્ર વસ્તુ, વસ્ત્ર વગેરે. |
| ( ૮ ) | ભોજન, મૃત્યુ, કોઈ વસ્તુ વગેરે. | ( ૧૨ ) | ગત વસ્તુના લાભ સંબંધી. |
| ( ૯ ) | પથિક, તથા પૂણ્ય કાર્ય વગેરે. | | |

## મંગળ.

| સ્થાન. | પ્રશ્નનો વિષય. | સ્થાન. | પ્રશ્નનો વિષય. |
|---|---|---|---|
| ( ૧ ) | ભય અથવા વિવાદ બાબત. | ( ૭ ) | નષ્ટ નોકર, અર્થ, અશ્વ વગેરે. |
| ( ૨ ) | નષ્ટ ધન લાભ બાબત. | ( ૮ ) | મકાન, તબેલા વગેરે. |
| ( ૩ ) | ભાઈ અને મિત્ર તથા લડાઇ બાબત. | ( ૯ ) | માર્ગ સંબંધી. |
| ( ૪ ) | મિત્ર, સુખ, શત્રુ, પશુ વેચવાં ખરીદવાં વગેરે. | ( ૧૦ ) | વિવાદ, અને કોઈ કેશ (મુકરદમા) બાબત. |
| ( ૫ ) | ક્રોધી મનુષ્યના ભય સંબંધી. | ( ૧૧ ) | વિશ્વાસ બુદ્ધિથી શત્રુને મારવા સંબંધી. |
| ( ૬ ) | અગ્નિ,રૂપું,લોખંડ,સૂવર્ણ વગેરે. | ( ૧૨ ) | શત્રુ યુદ્ધ સંબંધી. |

## બુધ.

| સ્થાન. | પ્રશ્નનો વિષય. | સ્થાન. | પ્રશ્નનો વિષય. |
|---|---|---|---|
| ( ૧ ) | વિદ્યા બાબત. | ( ૮ ) | રાજ્યાજ્ઞા અને હરાઈ ગએલ વસ્તુ વગેરે. |
| ( ૨ ) | વસ્ત્ર, ધન, સંતાન બાબત. | ( ૯ ) | પક્ષી બાબત. |
| ( ૩ ) | વાહન, ભાંડુ વગેરે. | ( ૧૦ ) | શાસ્ત્ર, કથા સુખ વગેરે. |
| ( ૪ ) | ખેતી અને બાગ બગીચા વગેરે. | ( ૧૧ ) | અર્થ, કાર્ય વગેરે. |
| ( ૫ ) | સંતાન, કાર્ય, વગેરે. | ( ૧૨ ) | સંશય સંબંધી, પાખંડી, વિદ્રોહી, મનુષ્યના સુખ વગેરે બાબત. |
| ( ૬ ) | દ્રવ્ય, કાર્ય, ગુપ્ત સ્ત્રી વગેરે. | | |
| ( ૭ ) | પક્ષી, સ્ત્રી વગેરે. | | |

## ગુરૂ.

| સ્થાન. | પ્રશ્નનો વિષય. | સ્થાન. | પ્રશ્નનો વિષય. |
|---|---|---|---|
| ( ૧ ) | વ્યાકુળતાનો નાશ અને સુખની ચિન્તા. | ( ૭ ) | પુત્રની અર્થ સીદ્ધિ સંબંધી. |
| ( ૨ ) | ધન, ક્ષેત્ર-ભૂમિ, સુખ વગેરે. | ( ૮ ) | કૃપણ સંબંધી. |
| ( ૩ ) | સ્વજન સંબંધી. | ( ૯ ) | વિદેશમાં રહેલા ધન અને પ્રવાસી સંબંધી. |
| ( ૪ ) | કુળના મનુષ્યોના વિવાહ સંબંધી. | ( ૧૦ ) | મિત્ર વિગ્રહ, સુખ વગેરે. |
| ( ૫ ) | પુત્રના સ્નેહી સંબંધી યા વિવાહ સંબંધી. | ( ૧૧ ) | સુખ સંબંધી. |
| ( ૬ ) | ગર્ભ સંબંધી. | ( ૧૨ ) | યશ અને પશુ સંબંધી. |

## શુક્ર.

| સ્થાન. | પ્રશ્નનો વિષય. | સ્થાન. | પ્રશ્નનો વિષય. |
|---|---|---|---|
| ( ૧ ) | નૃત્ય, સુખ, ઇષ્ટ ગીત વગેરે. | ( ૭ ) | સ્ત્રી સંગ, પ્રણયીજનનો મેલાપ. |
| ( ૨ ) | રત્ન, ધન, વસ્ત્રો વગેરે. | ( ૮ ) | પરસ્ત્રી સંબંધી. |
| ( ૩ ) | ગર્ભ અથવા ભાંડુ સંબંધી. | ( ૯ ) | મૂર્છા વગેરે. |
| ( ૪ ) | વિવાહ, સુખ વગેરે. | ( ૧૦ ) | શુભ કર્મો બાબત. |
| ( ૫ ) | સુખ, ભાંડુ, સંતાન, મિત્ર, વાહન વગેરે. | ( ૧૧ ) | સ્ત્રી કલહ ગાડી–વાહન વગેરે. |
| ( ૬ ) | ગર્ભવતીના પ્રસવ બાબત. | ( ૧૨ ) | સ્વર્ગીય વસ્તુ સંબંધી. |

## શની.

| સ્થાન. | પ્રશ્નનો વિષય. | સ્થાન. | પ્રશ્નનો વિષય. |
|---|---|---|---|
| ( ૧ ) | રોગ, સ્ત્રી બાબત. | ( ૮ ) | નષ્ટ ધન, વસ્તુ, મૃત્યુ વગેરે. |
| ( ૨ ) | પોતાના પુત્રને ભણાવવા સંબંધી. | ( ૯ ) | દુર્બુદ્ધીવાળા સંબંધી. |
| ( ૩ ) | ભાઇનો વિનાશ વગેરે. | ( ૧૦ ) | ગાડી–વાહન, ભય નિંદા વગેરે બાબત. |
| ( ૪ ) | સ્ત્રીના દૂધ બાબત. | ( ૧૧ ) | ખોટાં કામ. |
| ( ૫ ) | બે માનવીના કાર્ય બાબત. | ( ૧૨ ) | શત્રુ સંબંધી. |
| ( ૬ ) | પ્રથમ હોનાર જાર સ્ત્રી સંબંધી. | | |
| ( ૭ ) | ગાડી–વાહન, સ્ત્રી કલહ વગેરે. | | |

---

## યોગ.

સાતમા સ્થાનમાં શુક્ર, બુધ, ગુરૂ સાથે ચંદ્રનો ઈત્થશાલ યોગ થતો હોય તો અગર સાતમા સ્થાનમાં સૂર્ય સાથે ચંદ્ર ઇત્થશાલ કરતો હોય તો સ્ત્રીયોના વિવાહ સંબંધી પ્રશ્ન જાણવો.

સૂર્યાદી ગ્રહો બળવાન થઈ જે સ્થાને રહ્યા હોય તે સ્થાન સંબંધી પ્રશ્ન હોવો જોઈએ.

## ( ૨ ) મુષ્ટિ જ્ઞાન પ્રશ્ન.

કોઈ પ્રશ્ન કરનાર પોતાની મુઠીમાં શું છે એવો પ્રશ્ન કરે તેનો જવાબ આપવા આ નીચે જણાવેલા મુદ્દા ધ્યાનમાં રાખી પ્રશ્ન સમયની કુન્ડલી કરીને તપાસવી જોઇએ.

તમામ પ્રાણી અને પદાર્થનો ધાતુ, મૂળ અને જીવ એ ત્રણ વર્ગમાં સમાવેશ થાય છે તે નીચે પ્રમાણે:—

( ૧ ) માટીથી ઝવેરાત સુધીના તમામ પદાર્થ ધાતુ સંજ્ઞક જાણવા.

( ૨ ) નાનામાં નાના તણુખલાથી મોટામાં મોટા વૃક્ષ સુધીના તમામ પદાર્થ મૂળ સંજ્ઞક જાણવા.

( ૩ ) પ્રાણી માત્રને જીવ સંજ્ઞક જાણવા.

રાશિ અને ગ્રહોની ધાતુ આદિ સંજ્ઞા આગળ રાશિ કોષ્ટક તથા ગ્રહ કોષ્ટકમાં જણાવવામાં આવી છે તે આ પ્રશ્નનો જવાબ આપવામાં ઉપયોગી છે.

ચંદ્ર કર્ક રાશિમાં હોય તો મૂળ, શની મકર યા કુંભ રાશિમાં હોય તો મૂળ, અને બુધ મિથુન યા કન્યા રાશિમાં હોય તો ધાતુ સંજ્ઞા જાણવી.

લગ્નના નવમાંશની ધાતુ આદિ સંજ્ઞા આ નીચેના કોષ્ટકમાં જણાવવામાં આવી છે.

| લગ્ન | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | નવમાંશ. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| વિષમ | ધાતુ | મૂળ | જીવ | ધાતુ | મૂળ | જીવ | ધાતુ | મૂળ | જીવ | સંજ્ઞા. |
| સમ | જીવ | મૂળ | ધાતુ | જીવ | મૂળ | ધાતુ | જીવ | મૂળ | ધાતુ | |

ધાતુ સંજ્ઞક લગ્ન અને નવમાંશ, ધાતુ સંજ્ઞક ગ્રહથી યુકત યા દષ્ટ હોય તો મૂઠીમાંની ચીજ ધાતુ સંજ્ઞક જાણવી.

મુળ સંજ્ઞક લગ્ન અને નવમાંશ, મુળ સંજ્ઞક ગ્રહથી યુકત યા દષ્ટ હોય તો મુઠીમાંની ચીજ મુળ સંજ્ઞક જાણવી.

જીવ સંજ્ઞક લગ્ન અને નવમાંશ, જીવ સંજ્ઞક ગ્રહથી યુકત યા દષ્ટ હોય તો મુઠીમાંની ચીજ જીવ સંજ્ઞક જાણવી.

ધાતુ સંજ્ઞક લગ્ન મુળ સંજ્ઞક ગ્રહથી દષ્ટ યા યુકત હોય તો મુઠીમાંની ચીજ જીવ સંજ્ઞક જાણવી.

જીવ સંજ્ઞક લગ્ન ધાતુ સંજ્ઞક ગ્રહથી દષ્ટ યા યુકત હોય તો મુઠીમાંની ચીજ મુળ સંજ્ઞક જાણવી.

મુળ સંજ્ઞક લગ્ન અને નવમાંશ જીવ સંજ્ઞક ગ્રહથી યુકત યા દષ્ટ હોય તો મુઠીમાંની ચીજ ધાતુ સંજ્ઞક જાણવી.

લગ્ન ધાતુ, મુળ અને જીવ સંજ્ઞક ગ્રહોથી દષ્ટ યા યુકત હોય તો તેમાંના સૌથી બળવાન ગ્રહથી નિર્ણય કરવો.

મેષ, સિંહ, અને વૃશ્ચિક લગ્ન મંગળ અને સૂર્યથી યુકત યા દૃષ્ટ હોય તો મુઠીમાંની ચીજ ધાતુ સંજ્ઞક જાણવી.

મિથુન, કન્યા, મકર અને કુંભ લગ્ન શની અને બુધથી યુકત યા દૃષ્ટ હોય તો મુઠીમાંની ચીજ મુળ સંજ્ઞક જાણવી.

વૃષભ, કર્ક, તુલા, ધન અને મિન લગ્ન શુક્ર, ચંદ્ર અને ગુરૂથી યુકત યા દૃષ્ટ હોય તો મુઠીમાંની ચીજ જીવ સંજ્ઞક જાણવી.

કેન્દ્રમાં બળવાન થઇ સૂર્ય મંગળ રહ્યા હોય તો મુઠીમાંની ચીજ ધાતુ સંજ્ઞક જાણવી. શની, બુધ હોય તો મુળ સંજ્ઞક અને શુક્ર ચંદ્ર ગુરૂ હોય તો જીવ સંજ્ઞક ચીજ સંબંધી પ્રશ્ન છે એમ સમજવું.

જે ગ્રહથી ધાતુ મુળ કે જીવ સંજ્ઞક ચીજ સંબંધી પ્રશ્ન નક્કી થાય તે ગ્રહ પોતાના વર્ગમાં હોય અગર પોતાના વર્ગને જોતો હોય તો ધામ્ય ( પીગળે એવી ) ધાતુ, મૃત પ્રાણી અને સૂકું મુળ જાણવું.

જળચર રાશિનું લગ્ન અથવા નવમાંશ પોતાના સ્વામીથી યુકત યા દૃષ્ટ હોય તો અધામ્ય ધાતુ, સજીવ પ્રાણી, અને લીલું મુળ જાણવું.

લગ્ન પ્રમાણે ચંદ્રથી પણ નિર્ણય કરવો.

# પ્રકરણ ૨૫ મું.

## સ્વરોદય.

### ( ૧ ) સ્વર વિચાર.

આપણા સ્થુળ શરીરમાં પુષ્કળ પ્રાણવહા નાડીઓ છે તેમાં ( ૧ ) ઈડા ( ૨ ) પિંગળા અને ( ૩ ) સુષુમ્ણા એ ત્રણ મુખ્ય નાડીઓ છે.

શ્વાસોચ્છવાસની ગતિ જ્યારે નાશિકાના ડાબા છિદ્રમાંથી થતી હોય ત્યારે ઈડા અથવા ચંદ્ર, જમણા છિદ્રમાંથી થતી હોય ત્યારે પિંગળા અથવા સૂર્ય અને બન્ને છિદ્રોમાંથી થતી હોય ત્યારે સુષુમ્ણા નાડીનું વહન થાય છે એમ જાણવું. ચંદ્ર નાડી વહેતી હોય ત્યારે ચંદ્ર સ્વર અને સૂર્ય નાડી વહેતી હોય ત્યારે સૂર્ય સ્વર કહેવાય છે.

તંદુરસ્ત માણસને પ્રત્યેક સ્વર એક કલાક પર્યંત રહે છે અને જ્યારે સ્વર બદલાય છે ત્યારે સુષુમ્ણા થઈને બદલાય છે અને તે ( સુષુમ્ણા ) આસરે તેર શ્વાસોચ્છવાસ પર્યંત રહે છે.

### ( ૨ ) તત્વ વિચાર.

પ્રત્યેક સ્વરમાં અનુક્રમે ( ૧ ) વાયુ ( ૨ ) તેજ ( ૩ ) પૃથ્વી ( ૪ ) જળ અને આકાશ એ પાંચ તત્વો અનુક્રમે ૮, ૧૨, ૨૦, ૧૬, અને ૪ મીનીટ પર્યંત રહે છે.

તત્વ ઓળખવા માટે નીચે કોઠામાં જણાવ્યા પ્રમાણેની ત્રણ બાબતો ખાસ ધ્યાનમાં રાખવી જોઈએ.

| *તત્વનાં નામ. | વાયુ. | તેજ. | પૃથ્વી. | જળ | આકાશ. |
|---|---|---|---|---|---|
| તત્વની ગતિ. | ત્રાંસી | ઉંચી | મધ્યમ | નીચી | શૂન્યવત |
| તત્વની લંબાઇ આંગળ. | ૮ | ૪ | ૧૨ | ૧૬ | ૦ |
| તત્વનો રંગ. | લીલો | રાતો | પીળો | ધોળો | કાળો |

* નોટ.—આકાશ તત્વ ગતિમાં હોય ત્યારે બન્ને સ્વર સમાન હોય છે અને તેની ગતિ નાશિકાની બહાર જણાતી નથી.

તત્વ પરીક્ષા: કઇ વખતે કયું તત્વ ગતિમાં છે તે ઉપરના કોઠામાં જણાવેલી તત્વની ગતિ અને લંબાઇ ઉપરથી શોધી કાઢવું અને ઉપરના કોઠામાં તત્વોના જે પાંચ રંગ જણાવ્યા છે તે દરેક રંગની એક એ રીતે પાંચ ગોળીઓ પ્રથમથી પાસે રાખી હોય તેમાંથી એક ગોળી કોઈ પણ રંગની મનમાં ધારણા કર્યા શિવાય આંખો બંધ કરીને લેવી અને તેનો રંગ જોઈ ફરી આંખો બંધ કરી ચિત્તવૃતિને ભૃકુટિમાં સ્થિર કરવાથી ત્યાં ગોળીનો રંગ જણાશે. જ્યારે ગતિ અને લંબાઈ ઉપરથી શોધી કાઢેલુંજ તત્વ ગોળીના રંગ ઉપરથી તેમજ ભૃકુટીમાં જોએલા રંગ પરથી જણાય ત્યારે તત્વ પરિક્ષા યથાર્થ થઇ જાણવી અને એ તત્વ ખરૂં માનવું. શરૂઆતમાં તત્વ ઓળખવાનું મુશ્કેલ લાગશે પરંતુ સતત્ અભ્યાસના પરિણામે મુશ્કેલી ટળશે અને ચિત્તવૃતિ અને આંખને એકાગ્રતા પ્રાપ્ત થતાં વધુ સ્હેલાઇથી તત્વો ઓળખી શકાશે

## ( ૩ ) પ્રશ્ન વિચાર.

### ( ૧ ) મૂક પ્રશ્ન.

પ્રશ્નકર્તા પ્રશ્નનો વિષય જણાવ્યા શિવાય મોઘમ પ્રશ્ન કરે ત્યારે ઉત્તર દાતાએ તે સમયે પોતાના સ્વરમાં વહેતા તત્વ ઉપરથી પ્રશ્નનો વિષય નીચે પ્રમાણે જાણવો.

| તત્વ. | પ્રશ્ન વિષય. |
|---|---|
| વાયુ. | પ્રવાસ બાબત. |
| તેજ. | કોઇ પણ જાતની ધાતુ અને લાભ હાનિ બાબત. |
| પૃથ્વી. | કંદમૂળ, વનસ્પતિ અને પૃથ્વી તત્વના પ્રાધાન્યવાળી કોઈ બાબત સંબંધી. |
| જળ. | જન્મ મરણ અને આવરદા વગેરે બાબત. |
| આકાશ. | કાંઇ નહી. |

### ( ૨ ) અમુક કાર્ય સીદ્ધ થશે કે ?

ચંદ્ર સ્વરમાં પૃથ્વી યા જળ તત્વ સ્થિર કાર્યની, અને સૂર્ય સ્વરમાં અગ્નિ યા વાયુ તત્વ ચર કાર્યની સીદ્ધિ કર્તા છે. માટે ઉત્તર દાતાએ પ્રશ્ન સમયે પોતાનો સ્વર અને તેમાં વહેતું તત્વ તપાસી પ્રશ્ન કર્તાના કાર્યની સીદ્ધિ અસીદ્ધિ કહેવી.

સ્વરના પ્રવેશ સમયે પ્રશ્ન કરનારને કાર્યની સીદ્ધિ અને બહાર નીકળવાના સમયે પ્રશ્ન કરનારને તેના કાર્યની અસીદ્ધિ કહેવી.

પ્રશ્ન સમયે ઉત્તર દાતાનો શૂન્ય સ્વર હોય પણ પછી એકદમ સ્વર પૂર્ણ ગતિમાં વહેવા માંડે તો પ્રશ્ન કર્તાને કાર્યની સીદ્ધિ કહેવી.

પ્રશ્ન સમયે ઉત્તર દાતાનો ચંદ્ર સ્વર ગતિમાં હોય અને પ્રશ્નાક્ષરો ગણતાં બેકી સંખ્યા થતી હોય તો પ્રશ્ન કર્તાને કાર્યની સીદ્ધિ કહેવી તેમજ સૂર્ય સ્વર ગતિમાં હોય અને પ્રશ્નાક્ષરોની એકી સંખ્યા હોય તોપણ કાર્યની સીદ્ધિ જાણવી.

પ્રશ્ન સમયે પ્રશ્ન કર્તા અને ઉત્તર દાતા બન્નેનો ચંદ્ર સ્વર ગતિમાં હોય તો પ્રશ્ન કર્તાને કાર્યની સિદ્ધિ કહેવી.

ઉત્તર દાતાનો ચંદ્ર સ્વર ગતિમાં હોય તે સમયે ડાબી બાજુ, ઉંચે અગર સન્મુખ રહી પૂછનારને કાર્યની સીદ્ધિ કહેવી; એથી વિપરીત હોય તો કાર્યની સીદ્ધિ કહેવી નહી.

ઉત્તર દાતાનો સૂર્ય સ્વર ગતિમાં હોય તે સમયે જમણી બાજુ, નીચે અગર પાછળ રહી પૂછનારને કાર્યની સીદ્ધિ કહેવી; એથી વિપરીત હોય તો કાર્યની અસીદ્ધિ કહેવી.

## ( ૩ ) પ્રવાસીના આવાગમન અને કુશળતા સંબંધી પ્રશ્ન.

ઉત્તર દાતાનો ચંદ્ર અગર સૂર્ય ગમે તે સ્વર ચાલતો હોય પણ તેમાં પૃથ્વી યા જળ તત્વ ગતિમાં હોય તો પ્રવાસી માર્ગમાં છે અને તે કુશળ છે, વાયુ યા તેજ તત્વ ગતિમાં હોય તો પ્રવાસી વધુ સમીપ આવતો જાય છે અને તે ચિંતાતુર છે તેમજ આકાશ તત્વ ગતિમાં હોય તો પ્રવાસી મરણ પામ્યો છે એમ કહેવું. વળી તેજ તત્વ સંપુર્ણ ગતિમાં વહેતું હોય તો પ્રવાસી એક સ્થળેથી બીજા દૂરના સ્થળે ગયો છે, અને વાયુ તત્વ સંપૂર્ણ ગતિથી વહેતું હોય તો પ્રવાસી શારીરિક યા માનસિક વ્યથા ભોગવે છે એમ કહેવું.

## ( ૪ ) પુત્ર થશે કે પુત્રિ !

ઉત્તર દાતાનો ચંદ્ર સ્વર ગતિમાં હોય અને તેમાં વાયુ યા પૃથ્વી તત્વ વહેતું હોય તે સમયે પ્રશ્ન કર્તાનો ચંદ્ર સ્વર વહેતો હોય તો પુત્રિ થશે, અને સૂર્ય સ્વર વહેતો હોય તો પુત્રિ જન્મી મરણ પામશે એમ કહેવું.

ઉત્તર દાતાના સૂર્ય સ્વરમાં જળ તત્વ ગતિમાં હોય અને પ્રશ્ન કર્તાનો સૂર્ય સ્વર વહેતો હોય તો પુત્ર થશે, અને ચંદ્ર સ્વર વહેતો હોય તો પુત્ર જન્મી મરણ પામશે એમ કહેવું.

ઉત્તર દાતાની સુષુમણા નાડી વહેતી હોય અને તેમાં તેજ યા આકાશ તત્વ ગતિમાં હોય તે સમયે પ્રશ્ન કરવામાં આવે તો ગર્ભનો નાશ થશે યા નપુંષક બાળક જન્મશે એમ કહેવું.

ઉત્તર દાતાના બન્ને સ્વર વહેતા હોય તે સમયે પ્રશ્ન કરવામાં આવે તો તે વખતે ચંદ્ર સ્વર સંપૂર્ણ ગતિમાં હોય તો બે પુત્રિ અને સૂર્ય સ્વર સંપૂર્ણ ગતિમાં હોય તો બે પુત્રો થવાનું કહેવું.

## (૫) રોગી જીવશે કે ?

પ્રશ્ન કર્તા પ્રથમ ઉત્તર દાતાના શૂન્યાંગમાં (જે સ્વર વહેતો નથી તે બાજુ) આવી પછી પૂર્ણાંગમાં (જે સ્વર વહે છે તે બાજુ) આવી બેસે તો તે જે રોગીના સંબંધમાં પ્રશ્ન કરે તે રોગી જીવશે એમ કહેવું. તેમજ પ્રથમથીજ પૂર્ણાંગમાં આવીને બેસે અને પ્રશ્ન કરે તોપણ રોગી જીવશે એમ કહેવું.

પ્રશ્ન કર્તા ઉત્તર દાતાના પૂર્ણાંગમાં આવીને પ્રશ્ન કરે તોપણ જો તેણે રાતાં, ભગવાં, યા કાળાં વસ્ત્ર પહેર્યાં હોય, મૂંડન કરાવ્યું હોય, શરીરે તેલ ચોળ્યું હોય, હાથમાં મૂશળ, પાસ, દોરડું, ઠીકરૂં, અગ્નિ કે રાખ રાખી હોય તો તે જે રોગીને માટે પ્રશ્ન કરે તે રોગી મરશે એમ કહેવું. વળી જો એ પ્રશ્ન કર્તા તૂટેલા દાંતવાળો હોય રોગ ગ્રસ્ત હોય કે સંધ્યા સમયે આવ્યો હોય તોપણ જેને માટે પ્રશ્ન કરવામાં આવ્યો હોય તે મરશે એમ કહેવું.

ઉત્તર દાતાનો સૂર્ય સ્વર ચાલતો હોય તે સમયે પ્રશ્ન કર્તા ભયભીત થઇ પ્રશ્ન કરે તો રોગી જીવશે એમ કહેવું.

સ્વરના અંત:પ્રવેશ સમયે પૂર્ણાંગમાં રહી પ્રશ્ન કર્તા પ્રશ્ન કરે તો રોગી જીવશે એમ કહેવું.

પ્રશ્ન કરનાર ઉત્તર દાતાથી નીચાણમાં રહી પ્રશ્ન કરે તો રોગી જીવશે અને ઉંચે સ્થાને રહી પ્રશ્ન કરે તો મરશે એમ કહેવું.

ઉત્તર દાતાનો ચંદ્ર સ્વર ગતિમાં હોય અને પ્રશ્ન કર્તાનો સૂર્ય સ્વર ચાલતો હોય તો રોગી મરશે એમ કહેવું.

ઉત્તર દાતાનો સૂર્ય સ્વર વહેતો હોય અને પ્રશ્ન કર્તા ડાબી બાજુએ બેસી પ્રશ્ન કરે તો રોગીનું મરણ થશે એમ કહેવું.



## અગાઉથી ગ્રાહક થઇ ઉત્તેજન આપનાર સદ્‌ગૃહસ્થોની યાદી.

| નામ | ગામ | પ્રત |
|---|---|---|
| પા. પરસોતમ નરસીભાઇ | આમોદ | ૨ |
| શા. નાથાલાલ દોલતરામ | ,, | ૨ |
| પા. ભગવાનભાઇ શામળભાઇ | તેલોદ | ૧ |
| શા. નેમચંદ રાયચંદ | આમોદ | ૧ |
| બાલકૃષ્ણ હીરાલાલ દીવાન | ,, | ૧ |
| પા. અંબાલાલ વેરીભાઈ | ,, | ૨ |
| શા. પાનાચંદ જીવચંદ | ,, | ૧ |
| ગીરજાલાલ હરીલાલ ઝવેરી | ,, | ૧ |
| સુરેન્દ્રલાલ કૃષ્ણલાલ દેસાઇ | ,, | ૨ |
| પ્રાણભાઇ નાથાભાઇ | માંડવી | ૧ |
| રણછોડ દુર્લભભાઇ | ભરૂચ | ૧ |
| સોની ગોરધન દામોદર | આમોદ | ૧ |
| પા. નરસીભાઇ દેસાઇભાઈ | શ્રીકોઠી | ૧ |
| પા. રણછોડભાઇ હરીભાઈ | ,, | ૧ |
| પા. જેસંગભાઇ કાસીભાઈ | એમારડી | ૧ |
| શાહ લાલચંદ કાળીદાસ | આમોદ | ૧ |
| પા. કેસુરભાઇ કુબેરભાઇ | સરભાણ | ૧ |
| માઇલાલ વરજરાય દેસાઇ | આમોદ | ૧ |
| માજીભાઈ અદેસંગ | પુરસા | ૧ |
| ઠા. કેશવ નરેર | પુરસા | ૧ |
| શા. મગનલાલ બાલગોવનદાસ | જંબુસર | ૧ |
| પા. શીવાભાઈ ગંગાદાસ | ગજેરા | ૧ |
| શા. લલુભાઈ શીવલાલ | જંબુસર | ૧ |
| શા. ચીમનલાલ કાળીદાસ | જંબુસર | ૧ |
| શા. પ્રાણજીવનદાસ નરોતમદાસ | ,, | ૧ |
| ભા. બાબરભાઇ અટોળદાસ | ગજેરા | ૧ |
| ડી. પી. માદનની કું. | સુરત | ૧ |
| મંગળદાસ પ્રેમચંદ માસ્તર | આમોદ | ૧ |
| મણીશંકર એમ ભટ | ભરૂચ | ૧ |
| શા. હીરા[illegible] એમચંદ | વાસદ | ૧ |
| ઇશ્વરલાલ [illegible]શંકર | તેલોદ | ૧ |
| છગનલાલ આત્મારામ દેશાઇ | આમોદ | ૧ |
| રતીલાલ નરભેરામ દેશાઇ | ભરૂચ | ૧ |
| શા. જીવણલાલ મથુરાદાસ | જંબુસર | ૧ |
| પા. ભાઇલાલભાઇ જેઠાભાઇ | આમોદ | ૧ |
| ચુનીલાલ પ્રભાશંકર વ્યાસ | અંકલેશ્વર | ૧ |
| અંબાશંકર દલપતરામ | ધત્રણાદ | ૧ |
| મથુરભાઇ જેસીંગભાઈ અમીન | ભુવા | ૧ |
| પા. છગનભાઈ મથુરભાઇ | આસનેસ | ૧ |
| પુરોહિત લક્ષ્મીશંકર નરભેરામ | ,, | ૧ |
| મહેતા સુરજરામ ધીરજરામ | લખીગામ | ૧ |
| સુરજરામ અંબારામ | કડોદરા | ૧ |
| વ્યાસ મણીશંકર માધવરામ | ત્રાલસા | ૧ |
| પા. મથુરભાઇ ગોરધનભાઈ | ,, | ૧ |
| પા. મનસુખરા અંબારામ | રોઝાટંકારીઆ | ૧ |
| ભટ ડાહ્યાભાઇ કુલાભાઇ | કુરસણ | ૧ |
| હરીલાલ સેવકરામ | આમોદ | ૧ |
| વકીલ સા. મણીશંકર કૃષ્ણશંકર ભટ્ટ | જંબુસર | ૧ |
| પા. મુળજીભાઇ સદારામ | રોઝા ટંકારીઆ | ૧ |
| શીવાભાઇ ઇશ્વરભાઈ | આમોદ | ૧ |
| ફકીરભાઈ આશારામ | ,, | ૧ |
| પા. આશાભાઇ જીજીભાઈ | બીમપુરા | ૧ |
| પા. પરાગભાઇ સંકરભાઇ | શ્રીકોઠી | ૧ |
| પા. શામળભાઇ નરસીભાઇ | ભીમપુરા | ૧ |
| યાજ્ઞિક લક્ષ્મીરામ જગન્નાથ | જંબુસર | ૧ |
| રણા પુરૂસોતમ નાનાભાઇ | ,, | ૧ |
| પા. દાદાભાઈ દેશાઇભાઇ | ગજેરા | ૭૬ |
| શા. નવનીતલાલ પ્રાણજીવનદાસ | જંબુસર | ૧ |
| શેઠ મગનલાલ દામોદરદાસ | જંબુસર | ૧ |
| રણા છોટાલાલ ભગવાનદાસ | ,, | ૧ |
| પા. લલ્લુભાઇ આશાભાઇ | કીમોજ | ૧ |
| પા. વરધભાઈ ગીરધરદાસ | ભીમપરા | ૧ |
| પા. વરધભાઈ મુળજી | ,, | ૧ |
| પા. નાથાભાઈ દાદાભાઇ | આમોદ | ૧ |
| પા. શામળભાઇ ત્રીભોવન | ,, | ૧ |
| શા. સવાઇચંદ મોતીલાલ | ,, | ૧ |

| નામ | ગામ | પ્રત |
|---|---|---|
| પા. અવચળભાઈ બાપુભાઈ | દોદા | ૧ |
| બુલાખીદાસ દલીચંદ | મુંબાઇ | ૧ |
| છગનલાલ લાલભાઇ | ભરૂચ | ૧ |
| પા. મથુરભાઇ લલ્લુભાઇ | ,, | ૧ |
| પા. કાશીરામ છગનલાલ | ભાડભુત | ૧ |
| પા. દયાળભાઇ જેસીંગભાઇ | આમોદ | ૧ |
| ભટ અમૃતરામ અંબારામ | વરીઆવ | ૧ |
| શીવશંકર રવીશંકર પાઠક | ,, | ૧ |
| ભાવસંગ બાપુભાઇ તલાટી | ભરૂચ | ૧ |
| પા. કસીભાઇ બાપુભાઇ | બુવા | ૧ |
| શા. કાળીદાસ ડાહ્યાભાઇ | આમોદ | ૧ |
| ઠક્કર ત્રીભોવન પરસોતમદાસ | તોલાર | ૧ |
| રાજ નેપસંગ દાજી બાવા | દોદા | ૧ |
| વ્યાસ ભાનુશંકર જીવશંકર | મુંબાઇ | ૧ |
| શા. લાલદાસ માણેકલાલ | ...ીસર | ૧ |
| વ્યાસ માધુલાલ દામોદર | અંધેરી | ૧ |
| પાઠક ગોવીંદલાલ મગનલાલ | મુંબાઇ | ૧ |
| સોની વીઠલભાઇ મંછારામ | આમોદ | ૧ |
| સોની દુલવદાસ મંછારામ | ,, | ૧ |
| સોની ત્રીભોવન મોતીરામ | સુરત | ૧ |
| મનહરલાલ છોટાલાલ પંડિત | મુંબાઇ | ૧ |
| ભગવંતરાય રતનરામ દેસાઈ | આમોદ | ૧ |
| ઠક્કર શીવલાલ જેઠાભાઈ | કેરવાડા | ૧ |
| ઠક્કર અંબાલાલ મુળજીભાઇ | આમોદ | ૧ |
| શા. નગીનલાલ જગમોહનદાસ | મુંબાઈ | ૧ |
| પાઠક ગોવીંદરામ મગનલાલ | ,, | ૧ |
| પા. દેશાઇભાઇ જોરાભાઈ | દોદા | ૧ |
| પા. નાથાભાઈ મથુરભાઈ | ભાદરણ | ૧ |
| બાળકૃષ્ણ મણીશંકર શુકલ | અંકલેશ્વર | ૧ |
| હરિલાલ રેવાપ્રસાદ શાસ્ત્રી | સરસ | ૧ |

| નામ | ગામ | પ્રત |
|---|---|---|
| મંગળદાસ જગન્નાથ જાની | અંકલેશ્વર | ૧ |
| ત્રીભોવનદાસ ગીરધરલાલ | જંબુસર | ૧ |
| રાણા હીમતસંગજી અદેસંગજી | આમોદ | ૧ |
| કાશીરામ મંછારામ પ્રંડયા | કોસંબા | ૧ |
| પા. પરસોતમદાસ રામદાસ | ભાણખેતર | ૧ |
| પા. લલ્લુભાઇ ઝવેરભાઈ | તેલોદ | ૨૬ |
| શા. કાળીદાસ રાયચંદ | આમોદ | ૧ |
| સોની વનમાળીદાસ કાળીદાસ | અંકલેશ્વર | ૧ |
| પારેખ નાથાલાલ રણછોડદાસ | ઉમરવા | ૧ |
| મહારાજશ્રી ચંદ્રવીજયજી ઉમેદવીજયજી | આમોદ | ૫ |
| અમૃતલાલ જીવરામ માસ્તર | રોધ | ૧ |
| સોની પ્રાણજીવન રઘનાથ | આમોદ | ૧ |
| પા. નરોતમ લક્ષમણ | અંભાર | ૧ |
| પા. ફકીરભાઇ મોરાર | આમોદ | ૧ |
| વૈદ્ય ગોપાળભાઇ બેચરભાઇ | ભરૂચ | ૧ |
| વૈદ્ય પરસોતમદાસ | આમોદ | ૧ |
| પા. હાથીભાઇ પરસોતમ | તેલોદ | ૧ |
| શા. ચુનીલાલ વનમાળીદાસ | આમોદ | ૧ |
| કો. હરજીવન હરખચંદ | જંબુસર | ૧ |
| જોશી શીવશંકર ફુલશંકર | અમદાવાદ | ૧ |
| શા. સુખલાલભાઇ જેઠાભાઈ | આમોદ | ૧ |
| મેતા મયાચંદ ચેલાજી | ખરેરી | ૧ |
| શા સોમચંદ જગજીવન | આમોદ | ૧ |
| સોની ગજાનંદ હીરજી | રૂવાંદ | ૧ |
| રા. સા. પ્રાણવલભદાસ હરીવલવદાસ બનાતવાલા | જંબુસર | ૧ |
| પા. જેશંગભાઈ કેશવલાલ | કેશણુ | ૧ |
| શા. તાપીદાસ જેઠાભાઇ | આમોદ | ૧ |
| દામોદરદાસ હીરાલાલ | ખખર | ૧ |

